



# ધોરણ: પહેલું
# Standard: One

## શ્રી સ્વામિનારાયણ મંદિર
## વિલ્સડન
## ગુજરાતી શાળા



## Shree Swaminarayan Temple
## Willesden
## Gujarati School



જનમ્યા કૌશલ દેશ વેશ બટુનો, લઈ તીર્થમાંહી ફર્યા
રામાનંદ મળ્યા સ્વધર્મ ચલવ્યો, યજ્ઞાદિ મોટા કર્યા
મોટા ધામ રચ્યા રહ્યા ગઢપુરે, બે દેશ ગાદી કરી
અંતરધ્યાન થયા લીલા હરિ તણી, સંક્ષેપમાં ઉચ્ચરી.

ટ્રસ્ટ રજી. નાં. A ૨૩ કચ્છ. -:- શ્રી સ્વામિનારાયણો વિજયતેતરામ્ -:- FAX / 50131 ☎ 50231-50331



**SHREE SWAMINARAYAN TEMPLE**

SWAMINARAYAN ROAD. BHUJ (KUTCH) 370001

卐 શ્રી સ્વામિનારાયણ મંદિર ભુજ - કચ્છ. 卐

તારીખ DATE ૫-૯-૦૮

તા. ૫-૯-૨૦૦૮

શ્રી સ્વામિનારાયણ મંદિર
લંડન વિલ્સડન લેનના
પ્રમુખશ્રી-મંત્રીશ્રી-ખજાનચીશ્રી
કાર્યવાહક કમિટીના સભ્યો પ્રતિ.

મોકલનાર શ્રી સ્વામિનારાયણ
મંદિર ભુજ-કચ્છના સ. મહંત
સ્વામી પુરાણી ધર્મનંદનદાસજી

વિષય:- ગુજરાતી પાઠ્ય પુસ્તકો છપાવવા માટે
આશિર્વાદ પત્ર:

આપણા શ્રી સ્વામિનારાયણ મંદિર લંડન વિલ્સડન લેન તરફથી ગુજરાતી શાળામાં અભ્યાસ માટે પાઠ્ય પુસ્તકોમાં થોડો સુધારો કરી ફરીવાર નવાં છપાવવાનો વિચાર કરેલો છે. તે બહુજ આનંદની વાત છે. કારણકે આપણે જો આપણી ભાષા ઉપર લક્ષ નહિ રાખીએ તો આપણી ભાષા અદૃશ્ય થઈ જશે. માટે તમોએ આપણી ગુજરાતી ભાષા ટકાવી રાખવા જે વિચાર કર્યો છે. તે બહુજ ઉત્તમ વિચાર છે. અમો તમોને રૂડા આશિર્વાદ આપીએ છીએ કે આપણા મંદિર તરફથી પ્રસિદ્ધ થયેલ ગુજરાતી પાઠ્ય પુસ્તકો શ્રી નરનારાયણદેવ ગાદીનાં મંદિરો યુ.કે.-અમેરિકા- ઓસ્ટ્રેલીઆ- ન્યુઝીલેન્ડ-કેન્યા આદી દેશોમાં આવેલાં છે. અને એ બધા મંદિરોમાં ગુજરાતી શાળાઓ ચાલે છે તેમાં એ પુસ્તકો વિદ્યાર્થી બાળકોને બહુજ ઉપયોગી થશે. માટે દરેક મંદિરના કાર્ય કર્તાઓને અમારૂં ખાસ સુચન છે કે આ પુસ્તકો તમારી ગુજરાતી શાળામાં અવશ્ય વસાવશો. એજ અભ્યર્થના-

લી. મહંત સ્વામી પુરાણી ધર્મનંદનદાસજીના સપ્રેમ શુભઆશિર્વાદ સહ જય શ્રી સ્વામિનારાયણ વાંચશોજી

# પ્રસ્તાવના

શ્રી સ્વામિનારાયણ મંદિર (વિલ્સ્ડન) ગુજરાતી શાળાની સ્થાપના ઇ. સ. ૧૯૭૭માં કરવામાં આવી હતી. શાળામાં ભાઇ-બહેનો શિક્ષકો તરીકે વિના મૂલ્યે સેવા આપે છે. વિદ્યાર્થીઓને નોટબુક, પેન, પાઠયપુસ્તક વગેરે જરૂરી વસ્તુઓ વિના મૂલ્યે આપવામાં આવે છે. વિદ્યાર્થીઓ પાસેથી કોઇપણ જાતની ફી લેવામાં આવતી નથી. G.C.S.E.ની પરીક્ષાની ફી પણ વિદ્યાર્થીઓ પાસેથી લેવામાં આવતી નથી. ઇ.સ. ૧૯૯૫ માં મંદિરની શાળાને G.C.S.E.ના Examination Centre માટેની માન્યતા મળી હતી. ત્યારથી ગુજરાતી G.C.S.E ની પરીક્ષા આપણી ગુજરાતી શાળામાં લેવામાં આવે છે. શરૂઆતમાં શાળાના પાઠયપુસ્તક ભારતથી મંગાવવામાં આવતાં. પરંતુ સમય જતાં નવી પેઢીના બાળકોને તે પાઠયપુસ્તકો અનુકૂળ ન પડતાં શિક્ષણ કમિટિએ ઈ.સ. ૧૯૯૫ માં આપણા પોતાના પાઠયપુસ્તક તૈયાર કરવાનું નક્કી કર્યું.

શિક્ષકો અને વિદ્યાર્થીઓની સહિયારી મહેનત બાદ સાત પુસ્તકોના સેટની પહેલી આવૃત્તિનું વિમોચન ઇ.સ. ૧૯૯૭માં શ્રી નરનારાયણદેવ ગાદીના આચાર્ય શ્રી તેજેન્દ્રપ્રસાદજી મહારાજના વરદ્ હસ્તે કરવામાં આવ્યું હતું

પાઠયપુસ્તકોમાં G.C.S.E.ના પ્રશ્નપત્રોનો ઉપયોગ Oxford & Cambridge Examination Board ની લેખિત પરવાનગીથી કરવામાં આવ્યો છે.

અમારી આશા છે કે આ પાઠયપુસ્તકો આપણા બાળકોને ગુજરાતી ભાષા તેમજ ધાર્મિક જ્ઞાન મેળવવામાં ઉપયોગી થશે.

**Published by:**
**Shree Swaminarayan Temple (Willesden)**
**220-222 Willesden Lane, London. NW2 5RG**


**Student's Name:** ______________________

**Teacher's Name:** ______________________

# શ્રીસ્વામિનારાયણ મંદિર (વિલસ્ડન) ગુજરાતી શાળા
# ધોરણ – ૧

| | |
|---|---|
| SEPTEMBER | બાળપોથી પુનરાવર્તન,<br>ઘડિયાળ જોતાં શીખો (પા. નં ૪–૬)<br>મારી શાળા (પા. નં. ૭)<br>બારાક્ષરી (પા. નં. ૮–૯)<br>ગાય (પા. નં. ૧૦) |

| | |
|---|---|
| OCTOBER | અમારું ઘર (પા. નં. ૧૧–૧૨)<br>કારીગરો (પા. નં. ૧૩–૧૪)<br>અડધા અક્ષરો ૧ (પા. નં. ૧૫)<br>૧ થી ૫૦ સુધીના અંકો શબ્દોમાં વાંચતાં અને લખતાં શીખવવા (પા. નં ૮૦)<br>અડધા અક્ષરો ૨ (પા. નં. ૧૬)<br>૫૧ થી ૧૦૦ સુધીના અંકો શબ્દોમાં વાંચતાં અને લખતાં શીખવવા (પા. નં ૮૧) |

| | |
|---|---|
| NOVEMBER | ઝાડ બચી ગયું (પા. નં. ૧૭–૧૮)<br>અડધા અક્ષરો ૩ (પા. નં. ૧૯–૨૦)<br>હાથી અને સિંહ (પા. નં. ૨૧–૨૨)<br>બીજાં પશુ અને પક્ષીઓનાં નામ વાંચતાં અને લખતાં શીખવવાં (પા. નં. ૮૨–૮૪)<br>અડધા અક્ષરો ૪ (પા. નં. ૨૩–૨૪)<br>ગણપતિ (પા. નં. ૨૫) |

| | |
|---|---|
| DECEMBER | વ્યાકરણ–૧ (પા. નં. ૨૬–૨૭)<br>ભગવાનના ચરણારવિંદ (પા. નં. ૨૮–૨૯)<br>બોલવામાં પડતી ભૂલો અને જોડણી<br>(પા. નં. ૩૦–૩૨)<br>વ્યાકરણ–૨ કાળ, (પા.નં. ૩૩–૩૪) |

| | |
|---|---|
| JANUARY | પરીક્ષામાં પડેલી ભૂલો સુધારવી.<br>દિવસો, મહિનાઓ, ઋતુઓ અને દિશાઓ (૪૬-૪૭)<br>ઘનશ્યામની બાળલીલા (પા. નં. ૪૮-૪૯)<br>મેઘધનુષ્યના રંગો (પા. નં. ૫૦-૫૨)<br>બીજા રંગો (પા. નં. ૮૮) |

| | |
|---|---|
| FEBRUARY | આંબો – લીમડો (પા. નં. ૫૩-૫૪)<br>ફળ તથા શાકભાજીનાં નામ (પા. નં. ૨૦, ૮૫-૮૭)<br>નદી (પા. નં ૫૫-૫૬)<br>સમજુ બકરીઓ (પા. નં. ૫૭-૫૮) |

| | |
|---|---|
| MARCH | વ્યાકરણ-૩ એકવચન-બહુવચન (પા. નં ૫૯-૬૨)<br>કિરણની દિનચર્યા (પા. નં. ૬૩-૬૪)<br>વ્યાકરણ-૪ જાતિ (પા. નં. ૬૫)<br>હનુમાનજી (પા. નં. ૬૬)<br>અત્યાર સુધીનું વ્યાકરણ અને શબ્દોનું પુનરાવર્તન |

| | |
|---|---|
| APRIL | ભગવાન સ્વામિનારાયણ (પા. નં. ૬૭-૬૮)<br>આપણો સંપ્રદાય (પા.નં ૬૯-૭૦)<br>સમાનાર્થી શબ્દો (પા. નં. ૭૧-૭૨)<br>હું (પા. નં. ૭૩-૭૫)<br>શિક્ષાપત્રી (પા. નં. ૭૬-૭૭) |

| | |
|---|---|
| MAY | ચાંદો પકડયો (પા. નં. ૭૮-૭૯)<br>શરીરના ભાગો (પા. નં. ૮૯-૯૦)<br>શબ્દોનું અને વાક્યોનું લખાણ<br>તથા અત્યાર સુધીનું પુનરાવર્તન |

# ઘડિયાળ જોતાં શીખો




**Two O'Clock**
**બે વાગ્યા છે.**




**Five O' Clock**
**પાંચ વાગ્યા છે.**




**Eight O' Clock**
**આઠ વાગ્યા છે.**




**Eleven O' Clock**
**અગિયાર વાગ્યા છે.**




**Quarter Past Twelve**
**બાર અને પંદર મિનિટ થઈ છે.**
**સવા બાર વાગ્યા છે.**




**Quarter Past Six**
**છ અને પંદર મિનિટ થઈ છે.**
**સવા છ વાગ્યા છે.**




આઠ અને પંદર મિનિટ થઈ છે.
સવા આઠ વાગ્યા છે.




દસ અને પંદર મિનિટ થઈ છે.
સવા દસ વાગ્યા છે.




**Half Past One**
એક અને ત્રીસ મિનિટ થઈ છે.
દોઢ વાગ્યો છે.




**Half Past Four**
ચાર અને ત્રીસ મિનિટ થઈ છે.
સાડા ચાર વાગ્યા છે.




સાડા સાત વાગ્યા છે.




સાડા દસ વાગ્યા છે.




**Quarter To Three**
**પોણા ત્રણ વાગ્યા છે.**




**Quarter To Five**
**પોણા પાંચ વાગ્યા છે.**




**પોણા આઠ વાગ્યા છે.**




**પોણા બાર વાગ્યા છે.**

# મારી શાળા



મારી શાળાનું નામ સ્વામિનારાયણ શાળા છે. મારી શાળા મને બહુજ ગમે છે. હું નિયમિત શાળામાં ભણવા જાઉ છું. મારી શાળા મોટી છે. એમાં કુલ્લે વીસ ઓરડાઓ છે. દરેક ઓરડાની દિવાલો પર સુંદર છબીઓ મૂકેલી છે. શાળામાં એક રમત ગમતનું મોટું મેદાન છે. મેદાનમાં અમે જુદી જુદી રમતો રમીએ છીએ. અમને ખુબ મજા આવે છે. શરીર અને મન તંદુરસ્ત થાય છે.

મારી શાળા સવારે નવ વાગે શરૂ થાય છે. સવારની પ્રાર્થના કરીને પછી અમો જુદા જુદા વિષયો ભણીએ છીએ. કયારેક પ્રવાસમાં પણ જઇએ છીએ. પ્રવાસમાં અમને ખુબ મજા આવે છે.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| શાળા | School | ઓરડાઓ | Rooms | નિયમિત | Regular | તંદુરસ્ત | Healthy |
| મેદાન | Ground | દિવાલ | Wall | પ્રવાસ | Trip | વિષયો | Subjects |

## નીચેના સવાલોના જવાબ આપો.

(૧) તમારી શાળાનું નામ શું છે?

(૨) શાળામાં કેટલા ઓરડાઓ છે?

(૩) ઓરડાની દિવાલ ઉપર શું મૂકેલ છે?

(૪) શાળા કેટલા વાગે શરૂ થાય છે?

# બારાક્ષરી

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ક | કા | કિ | કી | કુ | કૂ | કે | કૈ | કો | કૌ | કં | ક: |
| KA | KAA | KI | KEE | KU | KOO | KE | KAI | KO | KAU | KAM | KAH |
| ખ | ખા | ખિ | ખી | ખુ | ખૂ | ખે | ખૈ | ખો | ખૌ | ખં | ખ: |
| KHA | KHAA | KHI | KHEE | KHU | KHOO | KHE | KHAI | KHO | KHAU | KHAM | KHAH |
| ગ | ગા | ગિ | ગી | ગુ | ગૂ | ગે | ગૈ | ગો | ગૌ | ગં | ગ: |
| GA | GAA | GI | GEE | GU | GOO | GE | GAI | GO | GAU | GAM | GAH |
| ઘ | ઘા | ઘિ | ઘી | ઘુ | ઘૂ | ઘે | ઘૈ | ઘો | ઘૌ | ઘાં | ઘ: |
| GHA | GHAA | GHI | GHEE | GHU | GHOO | GHE | GHAI | GHO | GHAU | GHAM | GHAH |
| ચ | ચા | ચિ | ચી | ચુ | ચૂ | ચે | ચૈ | ચો | ચૌ | ચં | ચ: |
| CHA | CHAA | CHI | CHEE | CHU | CHOO | CHE | CHAI | CHO | CHAU | CHAM | CHAH |
| છ | છા | છિ | છી | છુ | છૂ | છે | છૈ | છો | છૌ | છં | છ: |
| CHHA | CHHAA | CHHI | CHHEE | CHHU | CHHOO | CHHE | CHHAI | CHHO | CHHAU | CHHAM | CHHAH |
| જ | જા | જિ | જી | જુ | જૂ | જે | જૈ | જો | જૌ | જં | જ: |
| JA | JAA | JI | JEE | JU | JOO | JE | JAI | JO | JAU | JAM | JAH |
| ઝ | ઝા | ઝિ | ઝી | ઝુ | ઝૂ | ઝે | ઝૈ | ઝો | ઝૌ | ઝં | ઝ: |
| ZA | ZAA | ZI | ZEE | ZU | ZOO | ZE | ZAI | ZO | ZAU | ZAM | ZAH |
| ટ | ટા | ટિ | ટી | ટુ | ટૂ | ટે | ટૈ | ટો | ટૌ | ટં | ટ: |
| TA | TAA | TI | TEE | TU | TOO | TE | TAI | TO | TAU | TAM | TAH |
| ઠ | ઠા | ઠિ | ઠી | ઠુ | ઠૂ | ઠે | ઠૈ | ઠો | ઠૌ | ઠં | ઠ: |
| THA | THAA | THI | THEE | THU | THOO | THE | THAI | THO | THAU | THAM | THAH |
| ડ | ડા | ડિ | ડી | ડુ | ડૂ | ડે | ડૈ | ડો | ડૌ | ડં | ડ: |
| Da | DAA | DI | DEE | DU | DOO | DE | DAI | DO | DAU | DAM | DAH |
| ઢ | ઢા | ઢિ | ઢી | ઢુ | ઢૂ | ઢે | ઢૈ | ઢો | ઢૌ | ઢં | ઢ: |
| DHA | DHAA | DHI | DHEE | DHU | DHOO | DHE | DHAI | DHO | DHAU | DHAM | DHAH |
| ણ | ણા | ણિ | ણી | ણુ | ણૂ | ણે | ણૈ | ણો | ણૌ | ણં | ણ: |
| ANA | ANAA | ANI | ANEE | ANU | ANOO | ANE | ANAI | ANO | ANAU | ANAM | ANAH |
| ત | તા | તિ | તી | તુ | તૂ | તે | તૈ | તો | તૌ | તં | ત: |
| TA | TAA | TI | TEE | TU | TOO | TE | TAI | TO | TAU | TAM | TAH |
| થ | થા | થિ | થી | થુ | થૂ | થે | થૈ | થો | થૌ | થં | થ: |
| THA | THAA | THI | THEE | THU | THOO | THE | THAI | THO | THAU | THAM | THAH |
| દ | દા | દિ | દી | દુ | દૂ | દે | દૈ | દો | દૌ | દં | દ: |
| DA | DAA | DI | DEE | DU | DOO | DE | DAI | DO | DAU | DAM | DAH |
| ધ | ધા | ધિ | ધી | ધુ | ધૂ | ધે | ધૈ | ધો | ધૌ | ધં | ધ: |
| DHA | DHAA | DHI | DHEE | DHU | DHOO | DHE | DHAI | DHO | DHAU | DHAM | DHAH |

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ન | ના | નિ | ની | નુ | નૂ | ને | નૈ | નો | નૌ | નં | નઃ |
| NA | NAA | NI | NEE | NU | NOO | NE | NAI | NO | NAU | NAM | NAH |
| પ | પા | પિ | પી | પુ | પૂ | પે | પૈ | પો | પૌ | પં | પઃ |
| PA | PAA | PI | PEE | PU | POO | PE | PAI | PO | PAU | PAM | PAH |
| ફ | ફા | ફિ | ફી | ફુ | ફૂ | ફે | ફૈ | ફો | ફૌ | ફં | ફઃ |
| FA | FAA | FI | FEE | FU | FOO | FE | FAI | FO | FAU | FAM | FAH |
| બ | બા | બિ | બી | બુ | બૂ | બે | બૈ | બો | બૌ | બં | બઃ |
| BA | BAA | BI | BEE | BU | BOO | BE | BAI | BO | BAU | BAM | BAH |
| ભ | ભા | ભિ | ભી | ભુ | ભૂ | ભે | ભૈ | ભો | ભૌ | ભં | ભઃ |
| BHA | BHAA | BHI | BHEE | BHU | BHOO | BHE | BHAI | BHO | BHAU | BHAM | BHAH |
| મ | મા | મિ | મી | મુ | મૂ | મે | મૈ | મો | મૌ | મં | મઃ |
| MA | MAA | MI | MEE | MU | MOO | ME | MAI | MO | MAU | MAM | MAH |
| ય | યા | યિ | યી | યુ | યૂ | યે | યૈ | યો | યૌ | યં | યઃ |
| YA | YAA | YI | YEE | YU | YOO | YE | YAI | YO | YAU | YAM | YAH |
| ર | રા | રિ | રી | રુ | રૂ | રે | રૈ | રો | રૌ | રં | રઃ |
| RA | RAA | RI | REE | RU | ROO | RE | RAI | RO | RAU | RAM | RAH |
| લ | લા | લિ | લી | લુ | લૂ | લે | લૈ | લો | લૌ | લં | લઃ |
| LA | LAA | LI | LEE | LU | LOO | LE | LAI | LO | LAU | LAM | LAH |
| વ | વા | વિ | વી | વુ | વૂ | વે | વૈ | વો | વૌ | વં | વઃ |
| VA | VAA | VI | VEE | VU | VOO | VE | VAI | VO | VAU | VAM | VAH |
| શ | શા | શિ | શી | શુ | શૂ | શે | શૈ | શો | શૌ | શં | શઃ |
| SHA | SHAA | SHI | SHEE | SHU | SHOO | SHE | SHAI | SHO | SHAU | SHAM | SHAH |
| ષ | ષા | ષિ | ષી | ષુ | ષૂ | ષે | ષૈ | ષો | ષૌ | ષં | ષઃ |
| SHHA | SHHAA | SHHI | SHHEE | SHHU | SHHOO | SHHE | SHHAI | SHHO | SHHAU | SHHAM | SHHAH |
| સ | સા | સિ | સી | સુ | સૂ | સે | સૈ | સો | સૌ | સં | સઃ |
| SA | SAA | SI | SEE | SU | SOO | SE | SAI | SO | SAU | SAM | SAH |
| હ | હા | હિ | હી | હુ | હૂ | હે | હૈ | હો | હૌ | હં | હઃ |
| HA | HAA | HI | HEE | HU | HOO | HE | HAI | HO | HAU | HAM | HAH |
| ળ | ળા | ળિ | ળી | ળુ | ળૂ | ળે | ળૈ | ળો | ળૌ | ળં | ળઃ |
| LA | LAA | LI | LEE | LU | LOO | LE | LAI | LO | LAU | LAM | LAH |
| ક્ષ | ક્ષા | ક્ષિ | ક્ષી | ક્ષુ | ક્ષૂ | ક્ષે | ક્ષૈ | ક્ષો | ક્ષૌ | ક્ષં | ક્ષઃ |
| KSHA | KSHAA | KSHI | KSHEE | KSHU | KSHOO | KSHE | KSHAI | KSHO | KSHAU | KSHAM | KSHAH |
| જ્ઞ | જ્ઞા | જ્ઞિ | જ્ઞી | જ્ઞુ | જ્ઞૂ | જ્ઞે | જ્ઞૈ | જ્ઞો | જ્ઞૌ | જ્ઞં | જ્ઞઃ |
| GNA | GNAA | GNI | GNEE | GNU | GNOO | GNE | GNAI | GNO | GNAU | GNAM | GNAH |

# ગાય




ગાય બહુ જ ઉપયોગી પ્રાણી છે. લોકો તેને પાળે છે. ગાયને ચાર પગ હોય છે. તેને માથે બે શિંગડાં હોય છે. ગાયને લાંબી પૂંછડી હોય છે. ગાયનો રંગ કાળો, ધોળો કે કાબરચીતરો હોય છે. ગાય ઘાસ, દાણા, કપાસિયા વગેરે ખાય છે. ગાય આપણને દૂધ આપે છે. દૂધ પૌષ્ટિક આહાર છે. દૂધમાંથી દહીં, છાસ, માખણ, મીઠાઇઓ વગેરે બને છે. ગાયના છાણનું ખાતર બને છે. ગાયનું બચ્ચું વાછરડું કહેવાય છે.

નર (Male) વાછરડો મોટો થાય એટલે એને બળદ કહેવાય છે. બળદ ખેતીના કામમાં અને બળદગાડી ખેંચવામાં ઉપયોગી થાય છે.

ખરેખર, ગાય આપણને ઘણી રીતે ઉપયોગી છે. ગાયને આપણે વહાલથી ગાયમાતા કહીએ છીએ. આપણે ગાયનું પૂજન કરીએ છીએ.

**અઘરા શબ્દો:**

| | | | |
|---|---|---|---|
| **કપાસિયા** | **=** Cotton seed | **પૌષ્ટિક આહાર =** | Nutritious food |
| **કાબરચીતરા** | **=** Multicoloured | **ખાતર =** | Fertiliser, Manure |

## <u>નીચના સવાલોના જવાબ આપો.</u>

૧. ગાય આપણને શું શું આપે છે?
૨. બળદ શું કામમાં આવે છે?
૩. આપણને કામ આવે તેવાં બીજાં પાંચ પ્રાણીઓનાં નામ લખો.
૪. દૂધમાંથી કઇ કઇ વસ્તુ બની શકે?
૫. વાછરડું એટલે શું?

# અમારું ઘર

અમારા ઘરમાં ત્રણ સૂવાના ઓરડા છે. એક બેઠકરૂમ, એક રસોડો, એક જમવાનો ઓરડો અને એક બાથરૂમ છે. ઘરના આગળના ભાગમાં ગાડીને ઉભી રાખવાની જગ્યા છે. ઘરના પાછળના ભાગમાં બગીચો છે. એમાં મોટા ભાગમાં ઘાસ વાવેલું છે. એમાં એક સફરજનનું ઝાડ પણ વાવ્યું છે.

અમારા બેઠકરૂમમાં ટેલિવિઝન છે તથા સંગીતનાં સાધનો મૂકેલાં છે. દીવાલ પર સુંદર ચિત્રો ટાંગ્યાં છે. અમે નવરાં પડીએ એટલે બેઠકરૂમમાં બેસીને ટેલિવિઝન જોઇએ.



અમારા રસોડામાં રસોઇનાં બધાં સાધનો મૂકેલાં છે. કપડાં ધોવાનું મશીન મુકેલું છે. બાજુમાં જમવાનો ઓરડો છે. તેમાં જમવાનું મેજ તથા ખુરશીઓ મૂકેલી છે.

ઘરને ગરમ રાખવા માટે ગરમ પાણીનાં હીટરની સગવડ છે. બાથમાં ગરમ તથા ઠંડા પાણીની વ્યવસ્થા કરેલી છે.

ઘરની દીવાલોને જુદા જુદા રંગો લગાડી આકર્ષક બનાવી છે, એટલે એ બધાંને ગમે છે. અમે અભ્યાસ પોતપોતાના ઓરડામાં કરીએ છીએ અને રમત ગમત ઘરની પાછળના બગીચામાં રમીએ છીએ અને સૂવા પોતપોતાના ઓરડામાં જઇએ છીએ.

## અઘરા શબ્દો

| | | | |
|---|---|---|---|
| બેઠકરૂમ | Sitting Room | રસોડો | Kitchen |
| બગીચો | Garden | સાધનો | Equipments |
| વ્યવસ્થા | Arrangement | આકર્ષક | Attractive |

નીચેના સવાલના જવાબ આપો.

(૧) ઘરમાં સૂવાના ઓરડાઓ કેટલા છે?
(૨) ગાડી ઉભી રાખવાની જગ્યા ક્યાં છે?
(૩) ટેલિવિઝન અને સંગીતનાં સાધનો ક્યાં મૂકેલાં છે?
(૪) દીવાલ પર શું મૂકવામાં આવેલ છે?
(૫) ઘરના પાછળના ભાગમાં શું છે?
(૬) ઘાસ કયાં વાવેલુ ં છે?
(૭) ટેલિવિઝન કયાં બેસીને જોઇએ છીએ?

# કારીગરો



ખેડૂત ખેતી કરે છે.
ખેડૂત જમીન ખેડે છે.
ખેડૂત ખેતી કરી જમીનમાં અનાજ ઉગાડે છે.
અનાજ આપણે સૌ ખાઇએ છીએ.

લુહાર (Blacksmith) લોઢાનું દાતરડું બનાવે છે.
લોઢાના દાંતરડાથી ખેડૂત અનાજ કાપે છે.
કડિયો (Mason) ઈંટોની દીવાલ બનાવે છે.
ઈંટોની દીવાલ પૂરી કરી કડિયો ઘર ચણે છે.
કડિયાના ચણેલા ઘરમાં આપણે સૌ રહીએ છીએ.



દરજી (Tailor) કપડાં શીવે છે.
દરજીના સીવેલા કપડાં આપણે સૌ પહેરીએ છીએ.
ધોબી (Washerman) કપડાં ધુવે છે.
આપણને ધોયેલાં કપડાં પહેરવાની મજા આવે.
આપણને મેલાં કપડાં પહેરવા ન ગમે.

મોચી (Cobbler) જોડા બનાવે છે.
બનાવેલા જોડાને મોચી પાલીસ કરે છે.
પાલીસ કરેલા ચકચકતા જોડા આપણને સૌને ગમે.



કુંભાર (Potter) માટીમાંથી વાસણ બનાવે છે.
માટીના માટલામાં પાણી રાખવાથી પાણી
ઠંડું થાય છે.
ઠંડું પાણી પીવાની મજા આવે છે.

ખેડૂત, કડિયો, દરજી, ધોબી, મોચી અને કુંભાર, એ બધા કારીગર કહેવાય.
બધા કારીગરો પોતપોતાનું કામ કરે. બધા કારીગરોનું આપણને કામ પડે.

## સ્વાધ્યાય

**૧. નીચેના સવાલોના જવાબ લખો.**

ક. આપણા માટે અનાજ કોણ ઉગાડે છે?
ખ. આપણું ઘર કોણ બનાવે છે?
ગ. આપણું ખમીસ કોણ શીવે છે?
ઘ. આપણી પાટલૂન કોણ ધુવે છે?

**૨. નીચેના વાકયોની સામેના યોગ્ય ખાનામાં ચોકડી(x) મૂકો.**

| | સાચું | ખોટું |
|---|---|---|
| દરજી આપણાં કપડાં શીવે છે. | [ ] | [ ] |
| ખેડૂત દાતરડું બનાવેછે. | [ ] | [ ] |
| કુંભાર માટલું બનાવે છે. | [ ] | [ ] |
| લુહાર જોડા બનાવે છે. | [ ] | [ ] |

# શબ્દોની ભુલ ભુલામણી

| | |
|---|---|
| જોડા = બૂટ Shoes | જાડા = Fat (Plural) |
| ઢોલ = વગાડવાનો Drum | ડોલ = પાણી ભરવાની(Bucket) |
| ગાડી = Car | ગાદી = બેસવાનું નાનું ગાદલું (Cushion) |
| સાડી = પહેરવાની (Saree) | સારી = Good (Feminine) |
| મોડું = Late | મોટું = Big |
| મોળું = મીઠા વગરનું (Tasteless) | |

# અડધા અક્ષરો – ૧

**ચાલો હવે આપણે બાળપોથીમાં શીખેલા અડધા અક્ષર ફરીથી શીખીએ. જે અક્ષરોની છેડે ઉભી લીટી હોય એવા અક્ષરો (ખ, ગ, ઘ, ચ, ણ, ત, થ, ધ, ન, પ, બ, ભ, મ, ય, લ, વ, શ, ષ, સ, ળ, ક્ષ અને જ્ઞ.) માંથી ઉભી લીટી કાઢી નાખીએ એટલે એ અક્ષરો અડધા અક્ષર કહેવાય અને બોલતી વખતે અડધો બોલાય.**
**જેમ કે અંગ્રેજીમાં** FAST **ફાસ્ટ બાલીએ છીએ.**

**એ અક્ષરો આમ લખાય : ખ્ , ગ્ , ઘ્ , ચ્ , ણ્ , ત્ , થ્ , ધ્ , ન્ , પ્ , બ્ , ભ્ , મ્ , ય્ , લ્ , વ્ , શ્ , ષ્ , સ્ , ળ્ , ક્ષ્ અને જ્ઞ્ .**

| | | | |
|---|---|---|---|
| **સખ્ત** | Strict | **ચાલ્યા** | Walked |
| **લગ્ન** | Marriage | **આવ્યો** | Came |
| **મચ્છર** | Mosquito | **મુશ્કેલી** | Difficulty |
| **પરણ્યા** | Married | **પુષ્કળ** | Plenty |
| **પત્ની** | Wife | **ગુસ્સો** | Anger |
| **પથ્થર** | Stone | **ગળ્યું** | Sweet |
| **ધ્યાન** | Meditation/Care | **ચપ્પુ** | Knife |
| **જન્મ** | Birth | **અત્યારે** | Now |
| **આપ્યું** | Given | **ત્યારે** | Then |
| **શબ્દ** | Word | **સ્વામિનારાયણ** | Swaminarayan |
| **થોભ્યા** | Waited | **અન્ન** | Food |
| **જમ્યા** | Ate | **અન્ય** | Other |
| **જાણ્યું** | Knew | **મળ્યું** | Got |
| **વચ્ચે** | In the Middle | **જગ્યા** | Place/Space |
| **નાસ્તો** | Snacks | **રસ્તો** | Road |
| **સ્નાન** | Bathe | **ચોખ્ખું** | Clean |

# અડધા અક્ષરો - ૨

જે અક્ષરને ઉભી લીટી ન હોય તે અક્ષર અડધો લખવો હોય તો અડધો અક્ષર અને ત્યાર પછીનો બીજો અક્ષર જોડીને લખાય એટલે કે બે અક્ષર વચ્ચે જગ્યા ઓછી રાખવી.

| | | | |
|---|---|---|---|
| ક્યાં | Where | ક્યારે | When |
| જ્યારે | When | રાજ્ય | Kingdom |
| વાક્ય | Sentence | પૂછ્યું | Asked |
| ફક્ત | Only | ભક્તિ | Devotion |
| | | | |
| | | | |

લખતી અને વાંચતી વખતે કયું (which) અને ક્યાં (where) એ બે શબ્દો વચ્ચેનો ફરક ખ્યાલમાં રાખવાનો.

ક્યારેક એક જ અક્ષર અડધો અને આખો સાથે લખવા હોય ત્યારે તે બે અક્ષર ઉપર-નીચે પણ લખી શકાય છે. દા.ત. ઢ, ડ, ટ, ઠ, લ, ન આવી રીતે પણ લખાય છે. ઢ્ઢ , ડ્ડ , ટ્ટ , ઠ્ઠ , લ્લ અને ન્ન

આવી રીતે લખવામાં તકલીફ પડે તો પહેલાંની જેમ છૂટા પણ લખી શકાય દા. ત. લ્લ, ન્ન.

| | | | |
|---|---|---|---|
| બુઢ્ઢો | Old man | જૂઠ્ઠો | Liar |
| બુઢઢો | | જૂઠઠો | |
| છૂટ્ટી | Holiday | ચડ્ડી | Shorts |
| છૂટટી | | ચડડી | |
| અન્ન | Food | મલ્લ | Wrestler |
| અન્ન | | મલ્લ | |
| છેલ્લું | Last | | |
| | | | |

# ઝાડ બચી ગયું



સૌરાષ્ટ્રમાં ગોંડલ નામનું એક ગામ છે. એક સમયે મહારાજા ભગવતસિંહ ગાદી પર હતા. એક વાર ગોંડલના ઇજનેર એક ઝાડ કાપવાની રજા લેવા મહારાજા પાસે આવ્યા.

મહારાજાએ પૂછ્યું, "આ ઝાડ શા માટે કાપી નાંખવા માગો છો?" ઇજનેરે કહ્યું, 'મહારાજ, આપણે જે નવું મકાન બાંધવા માગીએ છીએ તેમાં આ ઝાડ આડું આવે છે.'

મહારાજા બોલ્યા, 'એમ હોય તો જગ્યા ફેરવો, ઝાડ ન કાપશો.'

ઇજનેરે કહ્યું, 'પણ, મહારાજ......'

ત્યાં તો મહારાજા શાંત ગંભીર અવાજે બોલ્યા, 'જુઓ, તમે લાખો રૂપિયા ખરચીને મહિનામાં મકાન તૈયાર કરી શકશો. પરંતુ ગમે તેટલા માણસોને કામે લગાડશો કે ગમે તેટલું નાણું ખરચશો તોય મહિનામાં ઝાડની એક ડાળ પણ તૈયાર નહીં થાય.'

આ સાંભળી ઇજનેરે મકાનની જગ્યા ફેરવી. અને ઝાડ બચી ગયું.

## સ્વાધ્યાય

### ૧. નીચેના સવાલોના જવાબ એક વાકયમાં લખો.

ક. ઇજનેર મહારાજા પાસે શેની પરવાનગી લેવા આવ્યા?

ખ. ઝાડ કયાં આડું આવતું હતું?

ગ. ગોંડલ ગામના રાજાનું નામ શું હતું?

## ૨. નીચેના શબ્દો યોગ્ય રીતે ગોઠવીને વાક્યો બનાવો.

ક. ઈજનેરે સાંભળી જગ્યા આ ફેરવી મકાનની.
ખ નામનું ગોંડલ હતું ગામ સૌરાષ્ટ્રમાં.
ગ. ગાય ને ગાય માતા પ્રેમથી કહે છે લોકો.
ઘ. તળાવના બતક તરે અને કાચબા પાણીમાં છે.
ચ. ખેડૂત ખેતી જમીનમાં અનાજ કરી ઉગાડે છે.
છ. ગંગા પૂલ ઉપર નદી છે.

## ૩. કૌંસમાંના ખોટા શબ્દ છેકી નાખો.

ક. આપણે જે (નવું-જુનું) મકાન બાંધવા માગીએ છીએ એમાં આ ઝાડ (ઉભું-આડું) આવે છે.
ખ. ગમે તેટલું નાણું (ખરચશો-બચાવવો) તોય (મહિનામાં-વરસમાં) ઝાડની એક ડાળ પણ તૈયાર નહીં થાય.

## ૪. નીચેના વાકયો સાચાં છે કે ખોટાં?

| | | સાચું | ખોટું |
|---|---|---|---|
| ૧. | ઝાડ મકાન બનાવવામાં આડું આવતું હતું? | ( ) | ( ) |
| ૨. | મહારાજાએ ઝાડ કાપવાની રજા આપી. | ( ) | ( ) |
| ૩. | એક ઝાડ ઉગાડવાના લાખ રૂપિયા થાય. | ( ) | ( ) |
| ૪. | ઈજનેરે ઝાડ કાપી નાખ્યું. | ( ) | ( ) |
| ૫. | ઈજનેરે મકાનની જગ્યા બદલાવી. | ( ) | ( ) |

## Correct the following sentances:

૧. તું રોજ નિશારે જાઉં શે.
૨. તું નિશાળે હાલતો જાઉ.
૩. મારા ઘર કનેથી બસ ની જાતી.
૪. હું બપોરે નિશાળમાં કાવાનું કાઉં.
૫. હાંજનાં નિશારેથી ગરે હાલતો આવું.
૬. મારું નામ સુપેશ હે.
૭. હું પાંચમી ચોપરીમાં ભરું રો.
૮. હું ગી કાલે ફરવા જયો તો.
૯. મારો દોસ્ત મને મરવા આવયો તો.

# અડધા અક્ષરો - ૩

## હવે થોડાક અઘરા અડધા અક્ષર શીખીએ.

અડધો 'દ' + આખો 'દ' ='દ્દ'.
અડધો 'દ' + આખો 'ધ' ='દ્ધ'.
અડધો 'દ' + આખો 'વ' ='દ્વ'.
અડધો 'હ' + આખો 'ય' ='હ્ય'.
અડધો 'ત' + આખો 'ત' ='ત્ત'.
અડધો 'ષ' + આખો 'ટ' ='ષ્ટ'.
અડધો 'ષ' + આખો 'ઠ' ='ષ્ઠ'.
અડધો 'દ' + આખો 'ય' ='દ્ય'.

આવી રીતે બનતા થોડા શબ્દો જોઇએ. આવા અડધા અક્ષરો લખવાની કોશિશ કરવી.

| | | | |
|---|---|---|---|
| તદ્દન | Totally | બુદ્ધુ | Duffer |
| વિદ્વાન | Learned | કહ્યું | Said |
| અત્તર | Perfume | જન્માષ્ટમી | Janmashtmi |
| વિદ્યા | Knowledge | ઉત્તર | North |

પણ જ્યારે બીજા અક્ષર સાથે જોડાય ત્યારે આવી રીતે જ લખાય છે.
અડધો 'શ' + આખો 'વ' ='શ્વ'.
અડધો 'શ' + આખો 'ચ' ='શ્ચ'.
અડધો 'શ' + આખો 'ર' ='શ્ર'.
અડધો 'શ' + આખો 'ન' ='શ્ન'.
અડધો 'શ' + આખો 'લ' = 'શ્લ'.

| | | | |
|---|---|---|---|
| શ્લોક | Verse | વિશ્વાસ | Trust |
| આશ્રય | Shelter | વિશ્વ | World |
| શ્યામ | Black | ઘનશ્યામ | Ghanshyam |
| પશ્ચિમ | West | પ્રશ્ન | Question |

**બે આખા અક્ષર વચ્ચે અડધો 'ર' લખવો હોય ત્યારે અડધા 'ર' પછીના અક્ષર ઉપર ( ૅ ) કરવામાં આવે છે.**

| | | | |
|---|---|---|---|
| વર્તન | Behaviour | વાર્તા | Story |
| વર્ગ | Class | કિર્તન | Religious Song |
| પૂર્વ | East | મૂર્તિ | Idol |
| અર્થ | Meaning | | |

## Names of Vegetables
## શાકભાજીનાં નામ

| | | | |
|---|---|---|---|
| કાકડી - Cucumber | કારેલાં - Bitter Gourd | આદુ - Ginger | ગાજર - Carrot |
| કોબી - Cabbage | ટમેટું - Tomato | પાલક - Spinach | બટેટું - Potato |
| ફૂદીનો - Mint | ડુંગળી - Onion | લીંબુ – Lemon | લસણ - Garlic |
| ભીંડા – Okra | મરચું - Chilli | મૂળો -Radish | રીંગણ – Aubergine |

# હાથી તથા સિંહ



હાથી તથા સિંહ જંગલમાં રહેનારાં પ્રાણી છે. હાથી જમીન પરનું સૌથી મોટું પ્રાણી છે. સિંહ બધા જંગલી પ્રાણીઓમાં સૌથી હિંમતવાન પ્રાણી છે. તેથી તે જંગલનો રાજા કહેવાય છે.

હાથીનો રંગ કાળાશ પડતો હોય છે. તેના પગ થાંભલા જેવા હોય છે. તેના કાન બહુ મોટા હોય છે. તેની પૂંછડી ટૂંકી હોય છે.

હાથીને નાકની જગ્યાએ લાંબી સૂંઢ હોય છે. તેનાથી તે પાણી પીએ છે. સૂંઢની મદદથી હાથી નાની-મોટી ચીજવસ્તુ ઉપાડી શકે છે. હાથીની સૂંઢની પાસે બે લાંબા દાંત હોય છે. તે હાથીદાંત કહેવાય છે. હાથીદાંત ખૂબ કિંમતી હોય છે. તેમાંથી કોતરેલી સુંદર વસ્તુઓ બનાવાય છે.

સિંહ દેખાવે ભવ્ય અને ભયંકર લાગે છે. તેની ગરદન ઉપર વાળ હોય છે. તેને કેશવાળી કહેવાય છે. સિંહના પગે અણીદાર નખ હોય છે. સિંહના દાંત અણીદાર અને મજબૂત હોય છે. તીક્ષ્ણ દાંત અને નખ વડે તે પ્રાણીઓને ફાડી ખાય છે.

જંગલમાં સિંહ ગુફામાં રહે છે. તેની ગર્જના સાંભળીને જંગલના બધાં પ્રાણીઓ ધ્રૂજી ઊઠે છે.

હાથી શાકાહારી પ્રાણી છે. તે ઝાડનાં પાંદડાં, ઘાસ વગેરે ખાય છે. જૂના જમાનામાં રાજાઓ હાથી ઉપર સવારી કરતા. લડાઇઓમાં પણ હાથીનો ઉપયોગ થતો.

હાથીના બચ્ચાંને મદનિયું કહેવાય છે. હાથી ચલાવનારને મહાવત કહેવાય છે.

અત્યારે જંગલોમાં સિંહની વસ્તી બહુ ઘટી ગઇ છે. ગુજરાતમાં ગીરના જંગલમાં હજી પણ મુકત રીતે સિંહ ફરતા જોઇ શકાય છે. શહેરોમાં વસતા લોકોને હવે સિંહ ફક્ત પ્રાણીસંગ્રહાલયમાં જ જોવા મળે છે.

**અઘરા શબ્દો:**

| | | | |
|---|---|---|---|
| **હિંમતવાન** | Courageous | **થાંભલા** | Pillars |
| **સૂંઢ** | Elephant’s trunk | **હાથીદાંત** | Tusks, Ivory |
| **ચીજવસ્તુ** | Things | **કોતરેલી** | Carved |
| **ભવ્ય** | Grand | **ભયંકર** | Terrifying |
| **તીક્ષ્ણ** | Sharp | **ગુફા** | Cave, Den |
| **ગર્જના** | Roar | **ધ્રુજી** | Tremble, Shake |
| **શાકાહારી** | Herbivore, Vegetarian | | |
| **પ્રાણીસંગ્રહાલય** | Zoo | | |

## નીચેના સવાલોના જવાબ આપો.

૧. સિંહને જંગલનો રાજા કેમ કહે છે?
૨. હાથીના પગ કેવા હોય છે?
૩. હાથીની સૂંઢ તેને શું કામ આવે છે?
૪. હાથીની સૂંઢની આજુબાજુ શું હોય છે?
૫. સિંહના નખ અને દાંત કેવા હોય છે?
૬. જૂના જમાનામાં હાથી શું કામમાં આવતા?
૭. જંગલમાં રહેતાં બીજાં દસ પ્રાણીઓનાં નામ લખો.
૮. હાથી અને સિંહ વિશે બીજાં પાંચ વાક્યો લખો.
૯. હાથી અને સિંહ સિવાયના કોઇ પણ બે પ્રાણીઓ વિશે પચીસ શબ્દોનો નિબંધ લખો.

**નીચેના અક્ષરોમાંથી યોગ્ય અક્ષર શોધી સાચા શબ્દો બનાવો.**

**ગ, લા, મ, લ**

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| | ક | | | | ક | |
| ર | | ત | | કો | | સો |
| | ળ | | | | મ | |
| | | | | | | |
| | કા | | | | સ | |
| કા | | ળ | | ખે | | ડી |
| | ડો | | | | મ | |

# અડધા અક્ષરો - ૪

અડધા અક્ષરને આખા ' ર ' સાથે જોડવો હોય ત્યારે આખા અક્ષરની ઉભી લીટી ( ા ) પાસે ( ્ર ) આવું ચિહ્ન મૂકવામાં આવે છે.

અડધો 'ત્' + 'ર' સાથે ='ત્ર'

અડધો 'શ્' + 'ર' સાથે ='શ્ર'

અડધો 'દ' + 'ર' સાથે ='દ્ર'

| | | | |
|---|---|---|---|
| ખ્રિસ્તી | Christian | ગ્રહ | Planet |
| પ્રાર્થના | Prayer | વ્રત | Vratt |
| ક્રમ | Order (by number) | પ્રધાન | Main |
| ચંદ્ર | Moon | ત્રણ | Three |
| વસ્ત્ર | Cloth | શ્રી | Shree |
| ત્રીસ | Thirty | પત્ર | Letter |
| શિક્ષાપત્રી | Shikshapatri | પ્રવિણ | Name/Clever |

હવે થોડાક અઘરા અડધા અક્ષરોનું જોડાણ શીખીએ.

ક + ર + અ =ક્ર　　ક + ર + ઇ =ક્રિ　　ક + ર + ઉ =ક્રુ

ક્રમ　　ક્રિકેટ　　કૃષ્ણ

ત્ + ર + અ =ત્ર　　ત્ + ર + ઇ =ત્રી　　ત્ + ર + ઉ =તૃ

ત્રણ　　ત્રીસ　　તૃષ્ણા

| Fill in the gaps to make correct words | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| | | કા | | | | | | ળા | School |
| | | ત | | | | | ક | | |
| | ભા | | ત | India | | Vegetable | | | |
| | | Scissors | | | | | | | |
| | | | | | | | | | |
| | | વ | Come | | | | | ચ | Cow |
| | ઠ | | | | | | મ | | |
| | Eight | | | | | | Village | | |
| | | | | | | | | | |
| | | તા | લ | Christmas | | બ | | મ | Almond |
| | ટ | | | | | | ડ | | |
| | ક | | | | | | મ | | |
| | Drama | | | | | | Pomegranate | | |

**Do the sums below and write answers in Gujarati words.**
**નીચેના સરવાળા કરી જવાબ ગુજરાતી શબ્દો માં લખો.**

| | | | |
|---|---|---|---|
| ૬૮ | ૬૨ | ૯૧ | ૪૧ |
| +૮૨ | +૮૮ | +૩૧ | +૭૭ |
| ______ | ______ | ______ | ______ |

**Do the sums below and write answers in Gujarati words.**
**નીચેની બાદબાકી કરી જવાબ ગુજરાતી શબ્દોમાં લખો.**

| | | | |
|---|---|---|---|
| ૨૪૨ | ૨૯૩ | ૮૩૭ | ૧૨૯ |
| −૧૭૧ | −૧૮૦ | −૫૨૨ | − ૧૦૮ |
| ______ | ______ | ______ | ______ |

# ગણપતિ – ગણેશ



Ganesh is the son of Lord Shiva and goddess Parvati. When Lord Shiva left home for meditation, he left his wife Parvati behind. He sat in deep meditation for many years, but at home Parvati was depressed sitting alone at home.

To fill the missing companionship of Lord Shiva Parvati with the will of Lord Shiva created a son with the qualities of both parents. The child was called Ganesh.

However, Lord Shiva was not aware of the fact that he had a son. When he returned home, he found himself barred from his own home by a boy claiming to be the son of Parvati. Ganesh had been told by Parvati not to let anyone into the house whilst she was bathing. Lord Shiva and Ganesh started arguing, which eventually ended with Lord Shiva chopping Ganesh's head off.

Lord Shiva told Parvati what he had done and realised that the boy was actually his son. In grief he ordered his servants to bring the head of the first living creature they saw, obeying Lord Shiva's commandment they returned with the head of an elephant. Taking the elephant head Lord Shiva placed it on the body of Ganesh and brought him back to life.

Parvati did not like the appearance of Ganesh with the elephant head and was annoyed with Lord Shiva.

In the month of Bhadrapad we celebrate Ganesh Chaturthi, the day when Ganesh came back to life. We do Ganesh poojan before doing any ceremony

## સ્વાધ્યાય

૧. ગણપતિના માતા અને પિતાના નામ લખો.

૨. ગણપતિનું માથું કોણે કાપી નાખ્યું?

# વ્યાકરણ-૧



**ગાય ઘાસ ખાય છે.**

**૧. કોણ ઘાસ ખાય છે? - ગાય.**
જે કામ કરે તેને અને કામ કરનારા બતાવે તેવા શબ્દોને 'કર્તા' (Subject). કહેવાય.
ઉપરના વાકયમાં 'ગાય' કર્તા છે.
**૨. ગાય શું કરે છે? - ખાય છે.**
જે થાય છે તેને અને થતું કામ બતાવે તેવા શબ્દને ક્રિયાપદ (Verb). કહેવાય.
ઉપરના વાકયમાં 'ખાય છે' ક્રિયાપદ છે.
**૩. ગાય શું ખાય છે? - ઘાસ.**
જેના ઉપર કામની અસર થાય તેવા શબ્દને 'કર્મ' (Object). કહેવાય.
ઉપર વાકયમાં 'ઘાસ' કર્મ છે.

**ગુજરાતી વાકયમાં કર્તા પહેલો આવે અને ક્રિયાપદ છેલ્લે આવે છે.**
**In a Gujarati sentence, Subject comes first and verb comes last.**

I (હું) am (છું) going. (જાઉં)
હું જાઉં છું.
આ વાકયમાં 'હું' કર્તા (Object) છે. અને
'જાઉં છું' ક્રિયાપદ (Verb) છે.

We (**અમે**) are (**છીએ**) going. (**જઇએ**)
**અમે જઇએ છીએ.**
**આ વાકયમાં 'અમે' કર્તા છે અને 'જઇએ છીએ' ક્રિયાપદ છે.**
We (**અમે**) are (**છીએ**) doing (**કરીએ**) good (**સારું**) work. (**કામ**)
**અમે સારું કામ કરીએ છીએ.**
**આ વાકયમાં 'અમે' કર્તા અને 'કરીએ છીએ' ક્રિયાપદ છે.**
**જે થાય તેને 'કર્મ'કહેવાય.**
**ઉપરના વાકયમાં 'કામ' કર્મ છે.**

**ગુજરાતી વાકયમાં, કર્તા અને ક્રિયાપદની વચ્ચે કર્મ આવે છે.**
**In a Gujarati sentence the "Object" always comes between "Subject" and "Verb".**

EXERCISE 1

**નીચેના દરેક વાકયમાંથી 'કર્તા', 'કર્મ'અને 'ક્રિયાપદ' છૂટા પાડો.**
**ત્યારબાદ આડાઅવળા લખાયેલ શબ્દો બરાબર ગોઠવી વાક્યો બનાવો.**
Separate "Subject", "Object" and "Verb" from the following sentences, then make proper sentences from jumbled up words.

**૧. જાય તું છે.**
**૨. છે આકાશમાં ઉડે પક્ષીઓ.**
**૩. મંદિરે હું જાઉં છું.**
**૪. નિશાળે છું હું રોજ જાઉં.**
**૫. ભાઇનું મારા નામ છે રાજેશ.**
**૬. ઘાસ ખેતરમાં ખાય છે ગાય.**
**૭. હું છું નિશાળમાં ભણવા જાઉં.**
**૮. પાણીમાં હતા કાચબા નદીના.**
**૯. નીચે વડ બેસે પશુઓ આરામથી છે.**
**૧૦.બકરીઓ પસાર પૂલ છે ઉપરથી થાય.**
**૧૧.હતો ફૂટબોલ રમવા ગઇકાલે હું ગયો.**

Place following chinhs on the lotus feet of Swaminarayan Bhagwan
If you cannot draw, place the numbers at the appropriate place.

| | | | |
|---|---|---|---|
| 1 | 2 | 3 | 4 |
| Ashtakon | Trikon | Gaupad | Ardha Chandra |
| 5 | 6 | 7 | 8 |
| Ankush | Ketu | Dhanushya | Vajra |
| 9 | 10 | 11 | 12 |
| Matsya | Vyoma | Swastik | Jav |
| 13 | 14 | 15 | 16 |
| Jambu | Kamal | Urdhva rekha | Kalash |

# બોલવા અને લખવામાં પડતી સામાન્ય ભૂલો

આપણે ઘેર જે ભાષા બોલીએ છીએ તે શુદ્ધ ગુજરાતી નથી. સામાન્ય રીતે ગુજરાતીમાં શબ્દોની જોડણી આપણે શબ્દો જેમ બોલીએ એમ જ લખાય છે. એટલે બોલવામાં પડતી ભૂલો લખવામાં પણ પડે છે. આપણે શું બોલીએ છીએ અને કેવી રીતે બોલીએ છીએ તેના ઉપર ખાસ ધ્યાન રાખવું. શુદ્ધ બોલીએ તો શુદ્ધ લખાય. વધારે પડતી ભૂલોના થોડાક દાખલા નીચે આપેલા છે.

ડાબી બાજુના કોઠામાં ગેરવપરાશ છે, અને જમણી બાજુના કોઠામાં સાચો વપરાશ છે. આ વપરાશ હમેશાં ધ્યાનમાં રાખવો.

| | |
|---|---|
| તીયાં, તીંયાં કને | ત્યાં |
| ઇયાં, આંઇ કને | અહીં |
| કને | પાસે |
| ખપે,કપે | જોઇએ |
| તંઇ | ત્યારે |
| ની | નહીં |
| ભેગો | સાથે |
| હગે | શકે |
| બઉ, બૌ | બહુ |
| અરધું, અરધો | અડધું, અડધો |
| હાંજ | સાંજ |
| મોરું | મોડું અથવા મોળું |
| જ યો તો | ગયો હતો |
| જી તી | ગઈ હતી |
| જાઉં રો | જાઉં છું |
| જાઉં રી | જાઉં છું |
| જાય રા | જાય છે |
| બેન | બહેન |
| જાઇ | જાય |
| હે | છે |

# જોડણી

**શબ્દોની જોડણીમાં માત્ર એક અક્ષર જુદો લખાઈ જાય તો તે શબ્દનો આખો અર્થ બદલાઇ જાય છે. શબ્દો બન્ને સાચા પણ તે શબ્દનો અર્થ બિલકુલ જૂદો થઇ જાય છે. નીચે આવા થોડાક શબ્દો આપેલા છે. આ શબ્દોની જોડણી અને અર્થ ખાસ યાદ રાખજો.**

સારી = સરસ (સ્ત્રી લિંગ), Good(Feminine)
સાડી = પહેરવાની સાડી, Saree
સાળી = પત્નીની બહેન/ભાભી, Wife's Sister/Sister-in-law

ગાદી = આસન, બેસવાની જગ્યા, Seat, Cushion
ગાડી = મોટર, કાર

હલાવે = શાક કે ખીચડી હલાવવી, Stir
ચલાવે = ગાડી ચલાવવી, Drive

બાર = અંગ્રેજી શબ્દ, Bar, Pub. સંખ્યા ૧૨
બહાર = અંદર નહી તે, Outside

હસે = કોઈ હસતું હોય તે, Laughing
હશે = ભવિષ્યમાં કરવાનું, Future Tense of May, Might

ગણો = Count, Calculate
ઘણો = બહુ

ગણું = Count
ઘણું = બહુ

માટે = કારણ, Reason
માથે = ઉપર, Above, On top

મોતી = Pearl
મોટી = Big

મોડું = Late
મોળું = મીઠા વગરનું, Bland, Tasteless
મોટું = Big

વેચવું = પૈસા લઈને આપવું, મકાન વેચાય, Sell
વહેંચવું = મફત આપવું, પ્રસાદી વહેંચાય, Distribute

## સ્વાધ્યાય

**નીચેનાં વાકયો સુધારીને લખો.**

૧. હું માસીને ઘરે મળવા જઈ હતી.
૨. લતા પગથિયાં ઉતરતાં પરી જી.
૩. મારી મમ્મી કને તન લાલ સારી છે.
૪. અમે સાકમાં મીઠું નાંખી.
૫. મારા ગુજરાતની શિક્ષક ઘજ હે.
૬. મને લાલ રંગ બૌ ઘજ લાગે છે.
૭. મારી બેનને બટાકાનું શાક બઉ ભાવે.
૮. મારા ડાબા હાથનો અંગૂઠો દુખે રો.
૯. મારો નાનો ભાઈ રૂએ છે.
૧૦. મારી કને બે પગ છે.

# વ્યાકરણ -૨
# ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાળ

નિશાળમાં આપણને અંગ્રેજીમાં વ્યાકરણ શીખડાવવામાં આવે છે એટલે આપણને કાળ વિશે ખબર તો છે જ પણ ગુજરાતીમાં ક્રિયાપદ કેવી રીતે બદલાય છે તે બરાબર સમજવું, જેમકે કરું છું, કર્યું હતું અને કરીશ.

A sentence is made up of vital components. One of them is TENSE.

| | | |
|---|---|---|
| Present Tense | – | IS and ARE, DO and DOING. |
| **વર્તમાન કાળ** | – | **છું અને છીએ , કરું અને કરીએ.** |
| Past Tense | – | WAS and WERE, DID. |
| **ભૂતકાળ** | – | **હતો અને હતા, કર્યું.** |
| Future Tense | – | WILL BE & WILL DO. |
| **ભવિષ્યકાળ** | – | **હઇશ અને હઇશું, કરીશ અને કરશું.** |

## સ્વાધ્યાય

**નીચેના વાકયોનો કાળ જણાવો.**

૧. હું શનિવારે મંદિરની નિશાળે ગુજરાતી ભણવા જાઉં છું.
૨. હું ઉનાળાની રજાઓમાં અમેરિકા ફરવા જઇશ.
૩. હું ગઇકાલે નિશાળે ગયો હતો.
૪. તું આવતીકાલે મારા ઘેર આવજે.
૫. મારા મમ્મી મારા માટે રમકડાં લઇ આવશે.
૬. મારા જન્મદિવસે અમે બહાર ફરવા જઇશું.
૭. અમે નિશાળમાં ફૂટબોલ રમીએ છીએ.
૮. હું મારા મિત્રને ઘેર ગયો હતો.

# સ્વાધ્યાય -૨

## નીચેના વાકયોના કાળ સૂચના પ્રમાણે બદલાવો.

૧. હું શનિવારે મંદિરની નિશાળે ગુજરાતી ભણવા જાઉં છું. (ભુતકાળમાં ફેરવો)
૨. હું ઉનાળાની રજાઓમાં અમેરિકા ફરવા જઇશ. (ભુતકાળમાં ફેરવો.)
૩. હું ગઇકાલે નિશાળે ગયો હતો. (ભવિષ્યકાળમાં ફેરવો.)
૪. તું આવતીકાલે મારા ઘેર આવજે. (ભુતકાળમાં ફેરવો.)
૫. મારા મમ્મી મારા માટે રમકડાં લઇ આવશે. (વર્તમાનકાળમાં ફેરવો.)
૬. મારા જન્મદિવસે અમે બહાર ફરવા જઇશું. (ભુતકાળમાં ફેરવો.)
૭. અમે નિશાળમાં ફૂટબોલ રમીએ છીએ. (ભવિષ્યકાળમાં ફેરવો.)
૮. હું મારા મિત્રને ઘેર ગયો હતો. (વર્તમાનકાળમાં ફેરવો.)

## ખાલી જગ્યામાં યોગ્ય ગુજરાતી શબ્દ મૂકી ખાનાં પૂરાં કરો.

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | 1 | | | 2 | | | | | | |
| | | | | 3 | | 4 | | 5 | | |
| | | | | | | 6 | | | | 7 |
| | 8 | | 9 | | | | | 10 | | |
| | | | | | | | | | | |
| | 11 | | | | | | | | | |

Across
1. Pigeon
3. Alligator/crocodile
6. Brain
8. Sword
10. Warm or hot
11. Garlic

Down
1. Saw (for cutting wood)
2. Play
4. Toy
5. Python (Snake)
7. Lotus (flower)
9. Dishes, pots etc

# MID-TERM EXAMINATION – SPECIMEN PAPER 1

**(Time: 1 hour 30 minutes)** **TOTAL MARKS**



YOUR FULL NAME: ______________________
TEACHER'S NAME: ______________________
DAY (SAT / SUN): ______________ Class Code: ________

**પ્ર.૧ નીચે આપેલા આંકડાઓ ગુજરાતી શબ્દોમાં લખો.** **(7 marks)**
Q.1 Write the following numbers in Gujarati words.

૧. ૫૩ ______________ ૫. ૮૯ ______________
૨. ૬૫ ______________ ૬. ૯૧ ______________
૩. ૭૭ ______________ ૭. ૧૩૦ ______________
૪. ૫૫૫ ______________

**પ્ર.૨ નીચે આપેલી ખાલી જગ્યામાં ગુજરાતી મહિનાઓનાં નામ ક્રમવાર લખો. (12 marks)**
Q.2 Write the names of the Gujarati months in the spaces below (in order).

૧. ________ ૫. ________ ૯. ________
૨. ________ ૬. ________ ૧૦. ________
૩. ________ ૭. ________ ૧૧. ________
૪. ________ ૮. ________ ૧૨. ________

**પ્ર.૩ નીચે આપેલા શબ્દોના અર્થ ગુજરાતીમાં લખો.** **(15 marks)**
Q.3 Write the following words in Gujarati.

૧. Goat ________ ૧૬. East ________
૨. Zebra ________ ૧૭. Crane ________
૩. Swan ________ ૧૮. Peacock ________
૪. Sky ________ ૧૯. Pearl ________
૫. Fox ________ ૨૦. Late ________
૬. Ant ________ ૨૧. Money ________
૭. Clothes ________ ૨૨. Listen ________
૮. Brick ________ ૨૩. Water ________
૯. Cloud ________ ૨૪. Morning ________

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૦. | Rain | ________ | ૨૫. | Evening | ________ |
| ૧૧. | Yellow | ________ | ૨૬. | Day | ________ |
| ૧૨. | Pink | ________ | ૨૭. | Night | ________ |
| ૧૩. | Green | ________ | ૨૮. | Road | ________ |
| ૧૪. | Black | ________ | ૨૯. | Winter | ________ |
| ૧૫ | Gold | | ૩૦. | Bridge | |

**પ્ર.૪ નીચે આપેલા વાક્યોનું અંગ્રેજીમાં ભાષાંતર કરો.** **(10 marks)**

Q.4 Translate the following sentences into English.



૧. સિંહ જંગલમાં રહે છે.

________________________________

૨. આકાશમાં તારા દેખાય છે.

________________________________

૩. અમે નાતાલની રજામાં કમ્પ્યુટર રમશું.

________________________________

૪. હું સવારના વહેલી ઊઠીને દાતણ કરું છું.

________________________________

૫. અમે નિશાળમાં ગુજરાતી ભણીએ છીએ.

________________________________

૬. રાજેશ વિમાનમાં ભારત જશે.

________________________________

૭. મીનાક્ષીએ સફેદ સાડી પહેરી હતી.

________________________________

૮. ઘનશ્યામ મહારાજના મોટા ભાઈનું નામ રામપ્રતાપજી છે.

________________________________

૯. અમે આવતા ઉનાળાની રજામાં કેન્યા ફરવા જઈશું.

________________________________

૧૦. ઘનશ્યામ મહારાજ અગિયાર વરસના હતા ત્યારે ઘરનો ત્યાગ કર્યો હતો.

________________________________

**પ્ર.૫ નીચેના વાક્યોને ગુજરાતીમાં ભાષાંતાર કરો.** **(16 marks)**

Q.5 Translate the following sentences into Gujarati.



૧. I can see clouds in the sky.

______________________________

૨. Sachin and Rahul are playing cricket.

______________________________

૩. My older sister works in a shop.

______________________________

૪. My dad is driving a red car on the road.

______________________________

૫. Near my house there is a big apple tree.

______________________________

૬. My clock is not working so was I late for school.

______________________________

૭. I went to play tennis in the park with my friends.

______________________________

૮. My school starts at nine o'clock and finishes at half past three.

______________________________

પ્ર.૬ નીચેના દરેક વાક્યમાંથી 'કર્તા', 'કર્મ' અને 'ક્રિયાપદ' છૂટાં પાડો. ત્યારબાદ આડાઅવળા લખાયેલ શબ્દો બરાબર ગોઠવી વાક્યો બનાવો.

Q.6 Separate '**કર્તા**', '**કર્મ**' and '**ક્રિયાપદ**' from the following jumbled up words then make proper sentences. An example is given. (**10 marks**)

Example (Question): **છે ખેતરમાં ખાય ગાય ઘાસ**

| | કર્તા | કર્મ | ક્રિયાપદ |
|---|---|---|---|
| Example (Answer): | ગાય | ઘાસ | ખાય છે |
| ૧. છે ખાય વાંદરાં ઝાડમાં કેળાં | | | |
| ૨. મમ્મીએ પહેરી છે સાડી લાલ | | | |
| ૩. છે ધોબી કપડાં ધૂએ | | | |
| ૪. ભગવાનની દરરોજ કરું છું હું પૂજા | | | |
| ૫. ઉપરથી થાય ડુંગર પસાર છે વિમાનો | | | |

Example (Answer)**ગાય ખેતરમાં ઘાસ ખાય છે.**

૧. ____________________

૨. ____________________

૩. ____________________

૪. ____________________

૫. ____________________

**પ્ર.૭ નીચેના વાક્યોને કૌંસમાં સુચવેલા કાળમાં ફેરવી વાક્યો ફરીથી લખો.** **(5 marks)**

Q.7 Change the tense of the following sentences as indicated in the brackets.

**૧ હું ગઇકાલે મંદિરે દર્શન કરવા ગયો હતો. (ભવિષ્યકાળ)**

---

**૨ મારો નાનો ભાઇ ઘરકામ કરતો હતો. (વર્તમાનકાળ)**

---

**૩ અમે દુકાનમાં ખરીદી કરવા જઇશું. (ભૂતકાળ)**

---

**૪ હું ભગવાનની પૂજા કરીશ. (વર્તમાનકાળ)**

---

**૫ મારા મામા ભારતથી આવ્યા હતા. (ભવિષ્યકાળ)**

---

**પ્ર.૮ "મારું કુટુંબ" વિષે ૫૦ શબ્દોનો નિબંધ લખો.** **(25 marks)**

Q.8 Write an essay of 50 words on "**મારું કુટુંબ**" .

# MID-TERM EXAMINATION – SPECIMEN PAPER 2

**(Time: 1 hour 30 minutes)** **TOTAL MARKS**



| | | | |
|---|---|---|---|
| YOUR FULL NAME: | ________________________ | | |
| TEACHER'S NAME: | ________________________ | | |
| DAY (SAT / SUN): | ____________ | Class Code: | ______ |

**પ્ર.૧ નીચે આપેલા આંકડાઓ ગુજરાતી શબ્દોમાં લખો.** **(5 marks)**

Q.1 Write the following numbers in Gujarati words.



૧. ૨૨ ________ ૪. ૮૮ ________
૨. ૪૪ ________ ૫. ૭,૦૦૫ ________
૩. ૬૬ ________

**પ્ર.૨ નીચે આપેલી ખાલી જગ્યામાં ગુજરાતી મહિનાઓનાં નામ ક્રમવાર લખો.** **(12 marks)**

Q.2 Write the names of the Gujarati months in the spaces below (in order).



૧. ________ ૫. ________ ૯. ________
૨. ________ ૬. ________ ૧૦. ________
૩. ________ ૭. ________ ૧૧. ________
૪. ________ ૮. ________ ૧૨. ________

**પ્ર.૩ નીચે આપેલા શબ્દોના અર્થ ગુજરાતીમાં લખો.** **(20 marks)**

Q.3 Write the meaning of the following words in Gujarati.



૧. Crocodile ________ ૧૧. Blue ________
૨. Squirrel ________ ૧૨. Car ________
૩. Cat ________ ૧૩. East ________
૪. Bear ________ ૧૪. Farmer ________
૫. Deer ________ ૧૫. Friday ________
૬. Turtle ________ ૧૬. North ________
૭. Peacock ________ ૧૭. Pink ________
૮. Owl ________ ૧૮. Summer ________

૯. Vulture ________________ ૧૯. West ________________
૧૦. Cuckoo ________________ ૨૦. Winter ________________

**પ્ર.૪ નીચે આપેલા વાક્યોનું અંગ્રેજીમાં ભાષાંતર કરો.** **(<u>10 marks</u>)**
Q.4 Translate the following sentences into English.



૧. આકાશમાં તારા દેખાય છે.

________________________________________

૨. ટપાલી કાગળ લઇ આવે છે.

________________________________________

૩. હાથી જમીન પરનું સૌથી મોટું પ્રાણી છે.

________________________________________

૪. સિંહ બધાં જંગલી પ્રાણીઓમાંથી સૌથી હિંમતવાન પ્રાણી છે.

________________________________________

૫. અમે નિશાળમાં બેડમિન્ટન (badminton) રમીએ છીએ.

________________________________________

૬. કીડી ઉનાળામાં ભેગા કરેલા દાણા સૂકવવા માટે બહાર કાઢતી હતી.

________________________________________

૭. મહારાજે પૂછ્યું, "આ ઝાડ શા માટે કાપી નાખવા માગો છો?"

________________________________________

૮. ઘનશ્યામ મહારાજનો જન્મ છપૈયા ગામમાં થયો હતો.

________________________________________

૯. ભુજમાં સ્વામિનારાયણ ભગવાનનું નવું મંદિર બંધાય છે.

________________________________________

૧૦. પતંગ આકાશમાં પવનથી ઉડે છે.

________________________________________

**પ્ર.૫ નીચેના વાક્યોને ગુજરાતીમાં ભાષાંતાર કરો.** **(16 marks)**

Q.5 Translate the following sentences into Gujarati.



**૧.** Today we are sitting our Gujarati exam.

---

**૨.** Yesterday was sunny but very cold.

---

**૩.** My brother went to the shop to buy clothes.

---

**૪.** My older sister is a doctor.

---

**૫.** Every morning I pray (do 'pooja') before going to school.

---

**૬.** A rainbow has seven colours and is very pretty.

---

**૭.** On Diwali I will go to the temple to do 'darshan'.

---

**૮.** The parrot is green in colour.

---

**પ્ર.૬ નીચેના દરેક વાક્યમાંથી 'કર્તા', 'કર્મ' અને 'ક્રિયાપદ' છૂટાં પાડો. ત્યારબાદ આડાઅવળા લખાયેલ શબ્દો બરાબર ગોઠવી વાક્યો બનાવો.**

Q.6 Separate '**કર્તા**', '**કર્મ**' and '**ક્રિયાપદ**' from the following jumbled up words, then make proper sentences. An example is given. (**12 marks**)



Example (Question): **છે ખેતરમાં ખાય ગાય ઘાસ**

| | કર્તા | કર્મ | ક્રિયાપદ |
|---|---|---|---|
| Example (Answer): | ગાય | ઘાસ | ખાય છે |
| ૧. છે ઉડે ચકલી આકાશમાં | ____ | ____ | ____ |
| ૨. પિતાજી ચલાવે છે ગાડી લાલ | ____ | ____ | ____ |
| ૩. છે નદીમાં માછલી તરે | ____ | ____ | ____ |
| ૪. છે ધોબી કપડાં ધૂએ | ____ | ____ | ____ |
| ૫. દોડે હરણ જંગલમાં છે | ____ | ____ | ____ |
| ૬. અને રમે છે ટેનીસ મોનીકા પ્રીયા | ____ | ____ | ____ |

Example (Answer)**ગાય ખેતરમાં ઘાસ ખાય છે.**

૧. ________________________________

૨. ________________________________

૩. ________________________________

૪. ________________________________

૫. ________________________________

૬. ________________________________

**પ્ર.૭ નીચેના વાક્યોને કૌંસમાં સુચવેલા કાળમાં ફેરવી વાક્યો ફરીથી લખો.** (**5 marks**)

Q.7 Change the tense of the following sentences as indicated in the brackets.



**૧ ગીતા ગીત ગાતી હતી. (વર્તમાનકાળ)**

**૨ મારો નાનો ભાઇ ઘરકામ કરતો હતો. (વર્તમાનકાળ)**

**૩ અમે દિવાળી ઉપર અમારા મામાને ઘેર ગયા હતા. (ભવિષ્યકાળ)**

**૪ હું ગયા ઉનાળાની રજામાં ભારત ફરવા ગઇ હતી. (ભવિષ્યકાળ)**

**૫ હું આવતી પરીક્ષામાં પહેલા નંબરે આવીશ. (ભૂતકાળ)**

Q.8 In the following sentences, the words that have been **double underlined** are wrong. Please correct these words and re-write the sentence correctly.

(**5 marks**)



**૧ મારો મોતી ભાઇ અમેરીકા ફરવા ગયો તો.**

**૨ ગયા શિયાળમાં બૌ ઠંડી તી.**

**૩ હાથી કને લાંબા ડાંત હોય છે.**

**૪ હું હાંજે મારા કુટુંબ ભેગી જમતી હતી.**

**૫ અમે અમારા મમ્મી ભેગા ખરીદી કરવા જ્યા તા.**

# અઠવાડિયાના દિવસો

| અંગ્રેજી | ગુજરાતી |
|---|---|
| SUNDAY | રવિવાર |
| MONDAY | સોમવાર |
| TUESDAY | મંગળવાર |
| WEDNESDAY | બુધવાર |
| THURSDAY | ગુરૂવાર |
| FRIDAY | શુક્રવાર |
| SATURDAY | શનિવાર |

# અંગ્રેજી મહિનાઓ તથા ઋતુઓ

| | | |
|---|---|---|
| માર્ચ, એપ્રિલ, મે |  | Spring |
| જૂન, જૂલાઇ, ઓગષ્ટ |  | Summer |
| સપ્ટેમ્બર, ઓકટોબર, નવેમ્બર |  | Autumn |
| ડીસેમ્બર, જાન્યુઆરી, ફેબ્રુઆરી |  | Winter |

# ગુજરાતી મહિના અને ઋતુઓ

કારતક, માગસર, પોષ, મહા  શિયાળો

ફાગણ, ચૈત્ર, વૈશાખ, જેઠ  ઉનાળો

આષાઢ, શ્રાવણ, ભાદરવો, આસો  ચોમાસું

**નોંધ**

**ગુજરાતી અને અંગ્રેજી એમ બન્ને વરસમાં બાર મહિનાઓ આવે છે. અને જાન્યુઆરી અને કારતક એ બેય વરસના પહેલા મહિનાઓ છે, પણ જાન્યુઆરી અને કારતક એક નથી તે યાદ રાખવું. કારતક મહિનો જાન્યુઆરીમાં નથી આવતો.**

## દિશાઓનાં નામ

| | |
|---|---|
| ઉત્તર | North |
| દક્ષિણ | South |
| પૂર્વ | East |
| પશ્ચિમ | West |



# ઘનશ્યામની બાળલીલા



ભગવાન જ્યારે આ ધરતી ઉપર અવતાર ધરે ત્યારે સામાન્ય માણસ જેવાજ લાગે. કોઇવાર પોતાનું ભગવાનપણું દેખાડે ખરા, પણ હમેશા ન દેખાડે, હમેશાં તો બીજા માણસો જેવા જ દેખાય.

બાળ ઘનશ્યામ પણ બીજાં બાળકો જેવાજ દેખાય. ગામમાંથી મિત્રોને ભેગા કરે અને જાતજાતની રમતો રમે, આંબા પરથી કેરીઓ પાડે, આંબલી પરથી કાતરા પાડે, જાંબુડા પરથી જાંબુ પાડે અને ખાય, સંતાકુકડી રમે અને મજા કરે, નદી તળાવે તરવા જાય, ગાય વાછરડાંઓને રમાડે અને વાંદરાંઓને પણ રમાડે!

ઘરમાં માતા આંગણું લીંપતાં હોય તો લીંપણ લઇને પોતાના શરીર ઉપર ચોપડે, મા પૂછે તો કહે કે લીંપણ કરૂ છું. તાજા લીંપણ ઉપર પગલાં પાડે અને મા વઢે ત્યારે ખડખડ હસવા લાગે. એવું હશે કે માને વહાલ છુટે અને લીંપણવાળા હાથે માને વળગી પડે!

ઘનશ્યામ રિસાય ત્યારે જોઇ લો એની મજા! તળાવમાં ડૂબકી મારી સંતાઇ જાય કે ભૂતિયા કૂવાની બખોલોમાં બેસે! બીકનું તો એનામાં નામ જ નહીં! જે જગ્યાઓનું નામ લેતાં મોટા મોટા બીવે ત્યાં એ જઇને આરામથી સૂઇ જાય. આવી બાળલીલાઓથી ઘનશ્યામ સૌને ખૂબ વહાલા લાગતા હતા.

# સ્વાધ્યાય

## નીચેના સવાલના જવાબ આપો.

(૧) બાળ ઘનશ્યામ સાધારણ બાળકની જેમ કઇ કઇ રમતો રમતા?

(૨) બાળ ઘનશ્યામ નિર્ભય હતા એમ શા ઉપરથી કહી શકાય?

(૩) બાળ ઘનશ્યામ સૌને વહાલા લાગતા તેનું શું કારણ હતું?

## નીચેનાં વાક્યો સાચાં છે કે ખોટાં તે કહો.

(૧) ભગવાન માણસનો અવતાર ધરે ત્યારે તે સામાન્ય માણસથી હમેશાં જુદા લાગે.

| સાચું | ખોટું |
|---|---|
| | |

(૨) ભગવાન માણસનો અવતાર ધરે ત્યારે ક્યારેક જુદા લાગે.

| સાચું | ખોટું |
|---|---|
| | |

(૩) બાળ ઘનશ્યામને મિત્રો પસંદ ન હતા.

| સાચું | ખોટું |
|---|---|
| | |

(૪) બાળ ઘનશ્યામ રિસાઇ જતા ત્યારે ઘરમાં સંતાઇ જતા.

| સાચું | ખોટું |
|---|---|
| | |

**Fill in the blanks from the clues given. The letters in grey spell a KEYWORD. Write the KEYWORD in the space provided.**




Clues

1 – House
2 – God
3 – Krishna’s colour
4 – World
5 – Name
6 – Month
7 – Outside
8 – King
9 – Sun

**KEYWORD ____________**

# મેઘધનુષ્યના રંગો





આકાશમાં થોડાંક વાદળાં હતાં.
પવનથી આકાશમાં વાદળાં ચાલતાં હતાં.
આકાશમાં સૂરજ દાદા પણ હતા.
વાદળાંમાંથી ક્યારેક ક્યારેક સૂરજદાદા દેખાતા હતા.
થોડીવાર પહેલાં વરસાદ પડયો હતો.




આકાશમાં મેઘધનુષ્ય દેખાતું હતું.
મેઘધનુષ્ય હમેશાં સૂર્યની સામી બાજુએ જ દેખાય છે.
મેઘધનુષ્ય બહુ જ સુંદર લાગતું હતું.
મેઘધનુષ્ય રંગબેરંગી હતું.
મેઘધનુષ્યમાં જાંબુડી, નીલો, વાદળી, લીલો, પીળો, નારંગી અને રાતો એમ સાત રંગ દેખાય છે.
જાંબુડી રંગને અંગ્રેજીમાં 'ઇન્ડીગો' કહેવાય છે. ઘણા લોકો જાંબુડી રંગની 'જીન્સ' પહેરે છે.
રીંગણા અને પ્લમ્સ જાંબુડી રંગનાં હોય છે.
નીલા રંગને અંગ્રેજીમાં 'બ્લુ' કહેવાય છે. યુનિયન જેક ઝંડામાં નીલો રંગ હોય છે.
આકાશનો રંગ વાદળી હોય છે. વાદળી રંગને અંગ્રેજીમાં 'સ્કાય બ્લુ'કહેવાય છે.

**લીલા રંગને અંગ્રેજીમાં 'ગ્રીન' કહેવાય છે. ઘાસનો રંગ લીલો હોયછે. ધાણા અને મેથી લીલા રંગનાં હોય છે.**
**પીળાને અંગ્રેજીમાં 'યેલ્લો' કહેવાય છે. પીળા રંગનાં ફૂલ બહુ સુંદર લાગે છે.**



**નારંગી એટલે 'ઓરેન્જ'. ઓરેન્જ ફળના રંગ ઉપરથી આ રંગનું નામ પડયું છે.**



**ઓરેન્જને ગુજરાતીમાં નારંગી કહેવાય છે.**
**લાલ રંગને અંગ્રેજીમાં 'રેડ' કહેવાય છે. રાતા રંગને લાલ રંગ પણ કહેવાય છે. લાલ રંગની સાડી ખૂબ સુંદર લાગે છે.**
**આ બધા રંગો સૂર્યના પ્રકાશમાંથી નીકળે છે.**
**મેઘધનુષ્યના સાત રંગો સિવાય બીજા પણ ઘણા રંગો હોય છે.**
**આપણું પુસ્તક સફેદ કાગળથી બનાવ્યું છે.**
**સફેદ કાગળ ઉપર કાળા અક્ષરથી લખ્યું છે. નિશાળમાં લખવાનું પાટીયું સફેદ રંગનું છે. કોલસા કાળા હોય છે.**
**વાદળાં રાખોડી રંગનાં હોય છે. સિમેન્ટ પણ રાખોડી રંગનો હોય છે.**
**સોનું સોનેરી હોય અને રૂપું (ચાંદી) રૂપેરી હોય છે.**
**ઝાડનાં પાંદડાં લીલાં હોય પણ તેનું થડ કથ્થાઈ રંગનું હોય છે.**
**સૌથી સુંદર રંગ ગુલાબી જેને અંગ્રેજીમાં 'પિંક' રંગ કહેવાય છે.**



**ત્યાં =** There **અત્યારે =** Now **ત્યારે =** Then

# સ્વાધ્યાય

**લીલા રંગની ત્રણ વસ્તુઓનાં નામ લખો.**
**પીળા રંગનું કયું ફળ આવે છે?**
**સફરજન કયા કયા રંગનાં હોય છે?**
**ગુલાબ કયા કયા રંગના હોય છે?**

Wordsearch

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ઘ | ણ | ય | રા | ના | મી | ક્ | લ | ધ | ર્મ | દે | વ |
| ગ | ન | ર | ના | રા | ય | ણ | દે | વ | ડ | ડ | ચ |
| ઢ | ક્ષ | શ્ | ગ | મ | ધા | ર | ક્ષ | અ | તા | વા | ના |
| ડા | ધો | ઘ | યા | રા | ન | ર | ના | લ | મી | સ્ | મૃ |
| ઇ | ચ્ | છા | રા | મ | જી | ધો | લે | રા | વા | દ | ત |
| ઢ | ગ | ના | જુ | પ્ર | રા | મા | નં | દ | સ્ | વા | મી |
| ભ | ક્તિ | ત | મા | તા | પી | જા | ણ | દા | દ | દા | જી |
| લો | ભુ | ર્ણી | ત્રી | પ | ક્ષા | શિ | ર | દા | નં | મ | ર |
| વ | જ | મી | લા | જી | પી | પ | ચ | ખા | નં | અ | વી |
| લો | ક્ | ણા | સુ | વા | સિ | ની | વિ | ચ | હ | વા | ઘુ |
| અ | યો | દ | યા | પ્ર | સા | દ | ન | ર | સ | સ્ | ર |
| છ | પૈ | યા | ઇ | ચ્ | છા | ર્ણી | વ | ઠ | કં | લ | ની |

| | | | | |
|---|---|---|---|---|
| ઘનશ્યામ | વચનામૃત | પીપલાણા | વનવિચરણ | રામપ્રતાપજી |
| છપૈયા | ધર્મદેવ | લક્ષ્મીનારાયણ | રામાનંદ સ્વામી | ઇચ્છારામજી |
| વડતાલ | અમદાવાદ | દાદાખાચર | સહજાનંદ સ્વામી | ભક્તિમાતા |
| ગઢડા | શિક્ષાપત્રી | અયોધ્યાપ્રસાદ | નરનારાયણ દેવ | નીલકંઠવર્ણી |
| રઘુવીરજી | અક્ષરધામ | લોજ | ભુજ | જુનાગઢ |
| ધોલેરા | સુવાસિની | | | |

# આંબો - લીમડો

આંબો અને લીમડો ગરમ પ્રદેશના ઝાડ છે. એટલે આવા ઝાડ યુ.કે. જેવા ઠંડા દેશમાં થતા નથી. ભારતમાં આવા ઝાડ સરસ મજા ના મીઠા ફળ આપે છે. આ ઉપરાંત તડકાથી બચવા સુંદર છાંયડો પણ આપે છે. કેમકે આવાં ઝાડ ખૂબ ઘટાદાર હોય છે.

આંબાના ઝાડનાં પાંદડાં લાંબા અને અણીદાર હોય છે. વસંત ઋતુ બેસતાં આંબા પર ફૂલ બેસે છે. આ ફૂલને મોર કહેવાય છે. આ ફૂલ ખરી ગયા પછી મરવા બેસે છે. મરવા એટલે કાચી કેરી. કાચી કેરી ખાટી હોય છે. તેનો રંગ લીલો હોય છે. કાચી કેરીમાંથી અથાણું, કચુંબર, મુરબ્બો વગેરે બને છે. ઉનાળામાં કેરી પાકે છે ત્યારે તેનો રંગ પીળો થાય છે. પાકી કેરી ખાવામાં ખૂબ સ્વાદિષ્ટ હોય છે. કેરી ખાઇ લીધા પછી જે બીજ વધે છે તેને ગોટલો કહેવાય છે.

લીમડાના પાન ટૂંકા અને કરવતના દાંતા જેવી કિનારીવાળા હોય છે. લીમડાના ફળને લીંબોડી કહેવાય છે. લીમડો આપણને અનેક રીતે ઉપયોગી છે. તેના પાંદડાનો ધુમાડો કરવાથી મચ્છર તથા બીજા જીવજંતુઓનો નાશ થાય છે. લીમડાના પાંદડાનો રસ પીવાથી શરીર નિરોગી રહે છે. લીમડાના કચરેલા ફૂલ ખાવાથી ડાયાબીટીસનો રોગ કાબુમાં રહે છે. લીબોડીના તેલમાંથી સાબુ બનાવાય છે. લીમડાના પાન અનાજમાં રાખવાથી અનાજ જલદી સડતું નથી. લીમડાની ડાળીનું દાતણ દાંતને તંદુરસ્ત અને મજબૂત રાખે છે. લીમડો આમ કડવો હોય છે પણ આપણને અનેક રીતે ઉપયોગી બને છે.

**અઘરા શબ્દો:**

| | | | |
|---|---|---|---|
| મુરબ્બો | Jam, Marmalade | અથાણું | Pickle |
| સ્વાદિષ્ટ | Tasty | કડવો | Bitter |
| ગોટલો | Fruit's Stone | રોગ | Disease |
| કિનારીવાળા | With Edges | દાંત | Teeth |
| ધુમાડો | Smoke | ઉપયોગી | Useful |
| નિરોગી | Free from disease | અનાજ | Grains |
| તંદુરસ્ત | Healthy | ઝેરી | Poisonous |

## <u>નીચેના સવાલોના જવાબ આપો.</u>

૧. કેરીમાંથી શું શું બનાવી શકાય છે?
૨. મચ્છર મારવા શું કરી શકાય?
૩. લીમડો આપણને કેવી રીતે નિરોગી રાખી શકે છે?
૪. લીમડાનો સ્વાદ કેવો હોય છે?
૫. ઉપરના જવાબમાં આવતા સ્વાદ સિવાયના બીજા ત્રણ સ્વાદના નામ લખો.
૬. નીચેનાં વાકયો સાચાં છે કે ખોટાં? યોગ્ય ખાનામાં ચોકડી મૂકો.

| | સાચું | ખોટું |
|---|---|---|
| લીમડાના ઝાડ યુ.કે.માં ઘણા છે. | ☐ | ☐ |
| આંબાના ઝાડને ફળ આવતાં નથી. | ☐ | ☐ |
| કાચી કેરી લીલી હોય છે. | ☐ | ☐ |
| પાકી કેરી ખાટી હોય છે. | ☐ | ☐ |
| લીમડાના પાન ઝેરી હોવાથી ખાવાની મનાઇ છે. | ☐ | ☐ |
| લીમડાની ડાળીથી દાંત સાફ થઈ શકે છે. | ☐ | ☐ |
| લીમડાના પાન લાંબા હોય છે. | ☐ | ☐ |
| લીમડાના પાંદડા બાળવાથી મચ્છર મરી જાય છે. | ☐ | ☐ |
| લીબોડીમાંથી કચુંબર બને છે. | ☐ | ☐ |

| | | |
|---|---|---|
| સમોસાં | તીખાં/ મીઠાં | લાગે |
| મરચું | તીખું/ મીઠું | લાગે |
| નિમક | મીઠું/ખારું | લાગે |
| ખાંડ | મીઠી/ મોળી | લાગે |
| લીંબુ | ખારું/ ખાટું | લાગે |
| લીમડો | ખારો/ કડવો | લાગે |
| પાકી કેરી | મીઠી/ખાટી | લાગે |
| બરફ | ઠંડો/ ગરમ | લાગે |

# નદી



નદી પર્વતમાંથી નીકળે છે ત્યારે એક નાનકડું ઝરણું હોય છે. રસ્તામાં બીજાં અનેક ઝરણાં મળે છે. નદી આમ ધીમે ધીમે વિશાળ બનતી જાય છે. આ રીતે માઈલો સુધી વહીને નદી આખરે સમુદ્રમાં મળે છે. સાગરમાં જ્યાં નદી મળે છે તે દ્રશ્ય ખુબ રળિયામણું હોય છે.

નદીમાંથી પીવાનું મીઠું પાણી મળે છે. નદી કિનારે લોકો કપડાં ધુએ છે. નદીમાંથી નહેરો કાઢી ખેતરમાં પાણી અપાય છે. આમ નદી લોકોને ખૂબ ઉપયોગી થાય છે અને માતાની જેમ લોકોનું ભરણપોષણ કરે છે તેથી તેને માતા પણ કહેવાય છે. આથી જુના જમાનામાં મોટા ભાગના શહેરો નદી કાંઠે વસતા. જેમકે ભારતમાં જમુના નદીને કાંઠે દિલ્હી તથા આગ્રા, ગંગા નદી ને કાંઠે હરિદ્વાર તથા કાશી, સાબરમતી નદીને કાંઠે અમદાવાદ, તાપી નદીને કાંઠે સુરત, સરયુ નદીને કાંઠે અયોધ્યા, ઘેલા નદીને કાંઠે ગઢડા. આ બધી નદીઓ પવિત્ર અને પૂજનીય છે.

થેમ્સ નદીને કાંઠે લંડન, હડસન નદીને કાંઠે ન્યૂયોર્ક, મરઝી નદીને કાંઠે લીવરપુલ અને સૈન નદીને કાંઠે પેરીસ વગેરેના દાખલા જાણીતા છે.



બે કે ત્રણ નદીઓ ભેગી થાય તે સ્થળને સંગમ કહેવાય છે. ભારતમાં ગંગા, જમના અને સરસ્વતીના સંગમ ઉપર આવેલું પ્રયાગ (જેનું બીજું નામ અલ્લાહબાદ છે) શહેર ખૂબ જ પવિત્ર તીર્થધામ છે. અહી દર બાર વર્ષે કુંભ મેળો ભરાય છે જે દુનિયાનો સૌથી મોટો મેળો છે.

**અઘરા શબ્દો:**

| | | | |
|---|---|---|---|
| ઝરણું | Stream | પવિત્ર | Holy |
| વિશાળ | Huge | પૂજનીય | Reverend |
| માઈલો | Miles | સ્થળ | Place |
| સમુદ્ર | Ocean | સંગમ | Junction or Meeting of two rivers |
| સાગર | Sea | | |
| નહેરો | Canals | તીર્થધામ | Place of pilgrimage |
| ભરણપોષણ | Care | કુંભમેળો | Name of a mela, Largest gathering of people in the world |
| રળિયામણું | Scenic | | |
| વસતા | Lived | | |

સ્વાધ્યાય

૧. ગંગા નદીને કિનારે કયું શહેર આવેલું છે?
૨. પેરીસ કઈ નદીને કિનારે આવેલું છે?
૩. કુંભમેળો ભારતમાં કયાં ભરાય છે?
૪. કુંભમેળો બીજા મેળા કરતાં કઈ રીતે જુદો છે?

| માણસો, દરિયાને, નદી, પર્વત, જમુના, સાબરમતી, ઘેલા, પ્રયાગ |
|---|

ઉપરના ખાનામાંથી, નીચેના વાકયોમાં ખાલી જગ્યા પુરો.

* નદી વહીને _________ મળે છે.
* નદી કિનારે _________ કપડાં ધુએ છે.
* જુના સમયમાં શહેરો _________ કિનારે વસતા.
* દિલ્હી _________ ને કિનારે
* અમદાવાદ _________ કિનારે આવેલું છે.
* _________ નદીને કિનારે ગઢડા આવેલું છે.
* કુંભ મેળો _________ શહેરમાં ભરાય છે.

# સમજુ બકરીઓ

એક ગામની પાદરે નદી વહેતી હતી. સામે કિનારે જવા આ નદી ઉપર એક પુલ હતો. પુલ બહુ સાંકડો હતો. બહુ સંભાળીને ચાલવું પડે, નહીંતો નદીમાં પડી જવાય. તેમાંય જ્યારે બે જણાં સામસામે આવી જાય ત્યારે તો ખાસ ખ્યાલ રાખવો પડે.

એક દિવસની વાત છે. આ સાંકડા પુલ ઉપર બે કૂતરા સામસામે આવી ગયા. બન્ને કૂતરાઓએ એકબીજા સામે જોયું. બન્નેને એમ થયું કે બીજો મને જવા દે. પણ પોતે રસ્તો આપવા તૈયાર થાય નહીં. કૂતરાઓ સામસામે ભસવા લાગ્યા. વાત આગળ વધી. ભસવાથી કામ ન થયું એટલે લડવા લાગ્યા. સાંકડા પુલ ઉપર લડવા માંડયા. લડતાં લડતાં બન્ને કૂતરાઓ પુલ ઉપરથી નીચે પાણીમાં પડયા અને નદીમાં તણાઈ ગયા.



બીજા એક દિવસની વાત છે. આ જ પુલ ઉપર બે બકરીઓ સામસામે ભેગી થઇ ગઇ. તેમને પણ એજ પ્રશ્ન ઊભો થયો. પુલ ઉપરથી પહેલું કોણ પસાર થાય? પણ આ બકરીઓ સમજુ હતી. તે જાણતી હતી કે બેઉથી સાથે પસાર થવાશે નહીં, અને ખોટી જીદ કરશું તો બન્ને પાણીમાં પડશું. ઘણો વિચાર કરી એક બકરી પુલ ઉપર બેસી ગઈ. બીજી બકરી બેઠેલી બકરી ઉપરથી ચાલી ગઇ. બીજી બકરી ચાલી ગઈ પછી બેઠેલી બકરી પણ ઊભી થઈ પુલ પસાર કરી ગઈ. કૂતરાઓની જેમ ઝઘડી નહીં એટલે બન્ને બકરીઓ પુલ પસાર કરી શકી.



**અઘરા શબ્દો:**

| | |
|---|---|
| **જીદ** | Stubborness |
| **પાદરે** | At the border/edge of the village |

## સ્વાધ્યાય

**૧. નીચેના વાકયો સાચાં છે કે ખોટાં?**

| | | સાચું | ખોટું |
|---|---|---|---|
| ક. | કૂતરા સમજુ હતા. | ☐ | ☐ |
| ખ. | નદી પર પહોળો પુલ હતો. | ☐ | ☐ |
| ગ. | કૂતરા નદીમાં તણાઇ ગયા. | ☐ | ☐ |
| ઘ. | બકરીઓ સમજુ હતી. | ☐ | ☐ |

**૨. આ પાઠ આપણને શું શીખવે છે?**

**૩. 'બન્ને' શબ્દમાં એક અડધો અને એક આખો ન આવે છે. આ શબ્દ બીજી બે રીતે પણ લખી શકાય છે. અને એ ત્રણે જોડણી સાચી છે.**
**બંને અને બન્ને.**
**એવીજ રીતે લખતા થોડાક અક્ષરો જોઈએ.**

| | |
|---|---|
| મલ્લ - મલ્લ | ટટ્ટાર - ટટ્ટાર |
| ઠઠ્ઠા - ઠઠ્ઠા | બુઢ્ઢો - બુઢ્ઢો |

**ઉપરની જોડણીમાંથી આપણે કોઇ પણ જોડણી લખીએ ત્યારે એટલું ધ્યાનમાં રાખવું કે આપણું લખેલું બીજા પણ વાંચવાના છે.**

## નીચે લખેલા શબ્દોમા ખાલી જગ્યા પૂરો.

| | | |
|---|---|---|
| * શિ __ ળ | * બિ __ ડી | * ચામા __ ડિયું |
| * કૂ __ રો | * હિપોપો __ મસ | * __ વડ |
| * __ સકોલી | * શાહ __ ગ | * બગ __ |
| * વાં __ રો | * મા __ લી | * ક __ તર |

# વ્યાકરણ - ૩ એકવચન અને બહુવચન

**હવે એકવચન અને બહુવચનનો ફરક સમજીએ.**

એકવચનના શબ્દોને બહુવચનમાં ફેરવવા માટે નીચે જણાવેલ જુદા જુદા નિયમો છે. નિયમો દરેક શબ્દોને લાગુ પડતા નથી તે ખ્યાલ રાખવો.

ક. ગાય ઘાસ ખાય છે.
પાદરમાં ઘણી ગાયો ઘાસ ખાય છે.

મમ્મીના ભાઇ મામા કહેવાય.
મારે ત્રણ મામાઓ છે.

મારા ઘરની બાજુમાં એક મંદિર છે.
લંડનમાં ઘણા મંદિરો છે.

* સામાન્ય રીતે જે શબ્દો 'અ' કે 'આ' થી પૂરો થતો હોય તેના બહુવચન ને અંતે 'ઓ' આવે છે.

| જેમ કે : | | |
|---|---|---|
| | ઘર | ઘરો |
| | ગાય | ગાયો |
| | મંદિર | મંદિરો |
| | નિશાળ | નિશાળો |
| | મામા | મામાઓ |
| | તળાવ | તળાવો |
| | બાળક | બાળકો |

પણ 'ઘાસ' કે 'હાથ'નું બહુવચન તે પ્રમાણે નથી થતું તે ખ્યાલ રાખવો. જેમકે:

| | |
|---|---|
| ગાય ઘાસ ખાય છે. | ગાય ઘણું ઘાસ ખાય છે. |
| મને બે હાથ છે. | ઘણા હાથ રળિયામણા. |

ખ. એક બકરી પુલ પરથી પસાર થાય છે.
પુલ ઉપરથી ઘણી બકરીઓ પસાર થાય છે.

મારા વર્ગમાં એક છોકરી છે.
મારા વર્ગમાં ઘણી છોકરીઓ છે.

પાંજરામાં એક પક્ષી છે.
આકાશમાં પક્ષીઓ ઉડે છે.

મારી માસીની દીકરી આજે મારે ઘરે આવી હતી.
મારી માસીની ત્રણ દીકરીઓ છે.

* સામાન્ય રીતે જે શબ્દો 'ઈ 'થી પૂરો થતો હોય તેના બહુવચનને અંતે 'ઇઓ' આવે છે.

| | | |
|---|---|---|
| જેમ કે : | છોકરી | છોકરીઓ |
| | બકરી | બકરીઓ |
| | મામી | મામીઓ |
| | બાઇ | બાઇઓ |
| | સ્ત્રી | સ્ત્રીઓ |

આવા શબ્દો સામાન્ય રીતે (Generally, but Not Always) નારી જાતિ (Feminine) માટે વાપરવામાં આવે છે.

ગ. મદારી વાંદરું રમાડતો હતો.
પ્રાણીસંગ્રાહલયમાં ઘણા વાંદરાં છે.

* સામાન્ય રીતે જે શબ્દો 'ઉં' થી પૂરો થતો હોય તેના બહુવચનને અંતે 'આં' આવે છે.

| | | |
|---|---|---|
| જેમ કે : | વાંદરું | વાંદરાં |
| | કૂતરું | કૂતરાં |
| | છોકરું | છોકરાં |

આવા શબ્દો સામાન્ય રીતે નાન્યતર જાતિ (Neuter Gender) માટે વાપરવામાં આવે છે.

ઘ. મારા ઓરડામાં બે દરવાજા છે.
મારા ઘરમાં પાંચ ઓરડા છે.

* સામાન્ય રીતે જે શબ્દ 'ઓ' થી પૂરો થતો હોય તેવા શબ્દોને અંતે 'આ' લગાડવાથી બહુવચનમાં ફરવી શકાય છે.

| | | |
|---|---|---|
| જેમ કે : | દરવાજો | દરવાજા |
| | ઓરડો | ઓરડા |
| | છોકરો | છોકરા |
| | કૂતરો | કૂતરા |

આવા શબ્દો સામાન્ય રીતે નર જાતિ (Masculine Gender) માટે વાપરવામાં આવે છે.

ચ. ભગવાનની આપણા ઉપર ઘણી દયા છે.
ઉનાળામાં આપણને ઘણું પાણી પીવા જોઇએ છે.
મારી માતા મને ઘણો પ્રેમ કરે છે.

* ઘણા શબ્દો હંમેશાં એકવચનમાં જ વપરાય છે. આવા શબ્દોનું બહુવચન નથી હોતું.

| | | | | | |
|---|---|---|---|---|---|
| જેમ કે : | પ્રેમ | દયા | પાણી | આશા | ગુસ્સો |
| | ઘી | ઘાસ | છાસ | સાકર | તેલ |
| | દહીં | અનાજ | પગ | હાથ (Hand) | |

છ. સો માણસો માટે ખીચડી રાંધવા ઘણા મગ જોઇએ.
મારા બાપુજીને મારા ઘણા પ્રણામ કહેજો.

* ઘણા શબ્દો હંમેશા બહુવચનમાં જ વપરાય છે. આવા શબ્દોનું એકવચન નથી હોતું.

જેમ કે : ઘઉં મગ ચશ્માં બૂટ પ્રણામ
સમાચાર દર્શન

જ. આચાર્યમહારાજ શ્રી સભામાં પધાર્યા.
મારા પિતાજી બહાર ગયા છે.

* આચાર્યમહારાજશ્રી તથા પિતાજી એક જ છે છતા પણ અહીં બહુવચન વાપર્યું છે. કોઇને માનથી બોલાવતી વખતે એકવચનના શબ્દની જગ્યાએ આપણે બહુવચનનો વપરાશ કરવામાં આવે છે.

* વડીલોને બોલાવતી વખતે હમેશાં બહુવચનનો વપરાશ કરવો.
જેમકે: તમે કયાં જાઓ છો? તમે અહીં આવો.

## સ્વાધ્યાય

નીચેના વાકયોને કૌંસમાં આપેલ સૂચના પ્રમાણે ફેરવી વાકયો ફરીથી લખો

(૧) માછલીઓ નદીમાં તરે છે. (એકવચનમાં ફેરવો)
(૨) ચકલી આકાશમાં ઉડે છે. (બહુવચનમાં ફેરવો)
(૩) મારા ઓરડાની દિવાલ પર એક ચિત્ર છે. (બહુવચનમાં ફેરવો)
(૪) અમે અમારા મિત્ર સાથે રમતા હતા. (એકવચનમાં ફેરવો)

| નીચેના શબ્દો બહુવચનમાં લખો | નીચેના શબ્દો એકવચનમાં લખો |
| --- | --- |
| ૧. ટીપું ............... | ૧. લાકડીઓ .......... |
| ૨. નદી ................ | ૨. ઓટલોઓ .......... |
| ૩. ચોપડી ............. | ૩. પગલાં.......... |
| ૪. ડુંગર ............... | ૪. ગાડાં.......... |
| ૫. બળદ .............. | ૫. દુકાનો .......... |

# કિરણની દિનચર્યા

કિરણ રોજ સવારના છ વાગ્યે જાગે છે. જાગીને ખાટલામાં સૂતાં સૂતાં જ સૌ પ્રથમ તે શ્રી સ્વામિનારાયણ ભગવાનનું નામ લે છે. ખાટલામાંથી ઊઠીને તે બાથરૂમમાં જઇ બેસન પાસે એક જગ્યાએ ઉભીને  દાંત સાફ કરે છે. ત્યાર પછી તે બેસીને સ્નાન કરે છે. સ્નાન કર્યા બાદ સ્વચ્છ અને પવિત્ર કપડાં પહેરીને તે ભગવાનની પૂજા કરવા બેસે છે. પૂજામાં તે રોજ દશ માળા ફેરવે છે. માળા ફેરવતી વખતે તે મનમાં ભગવાનનું નામ લે છે. માળા ફેરવી રહ્યા પછી તે શિક્ષાપત્રી વાંચે છે. હજી તેને ગુજરાતી બરાબર વાંચતાં નથી આવડતું એટલે અંગ્રેજી શિક્ષાપત્રી વાંચે છે. ગુજરાતી બરાબર વાંચતાં આવડી જશે ત્યારે તે ગુજરાતી શિક્ષાપત્રી વાંચશે.

પૂજા કરીને નિશાળનો ગણવેશ પહેરી તે નીચે બેઠક ખંડમાં આવે છે.

બેઠક ખંડમાં કિરણ ટેલિવિઝન  જોતાં જોતાં નાસ્તો  કરે છે. ખાધા પછી પોતાના એંઠા વાસણ તે પોતે જ ધોઇ નાંખે છે.

૮-૦૦ વાગ્યે કિરણ ઘેરથી નિશાળે જવા નીકળે છે. નિશાળે તે રોજ બસમાં જાય છે.  કિરણની નિશાળનો સમય સવારના ૯-૦૦ થી બપોરના ૩-૩૦ સુધીનો હોય છે. નિશાળમાં અંગ્રેજી,  વિજ્ઞાન,  ચિત્ર કળા,  ગણિત,  સંગીત વગેરે વિષયો શીખવવામાં આવે છે. તે બરાબર ધ્યાન દઇને ભણે છે. કેમ કે ભણી ગણીને તે મોટો ડોકટર  થવા ઇચ્છે છે. નિશાળેથી છૂટી તે બસમાં ઘેર આવે છે. લગભગ સાડા ચાર વાગ્યે ઘેર પહોચી આવે છે.

ઘેર આવીને નિશાળનો ગણવેશ બદલાવી તે થોડોક નાસ્તો કરે છે. થોડી વાર તે ટેલિવિઝન જુએ છે. થોડુંક ઘરકામ કરે છે. સાંજના તેના

પિતાજી કામેથી આવે તે પછી કુટુંબના સભ્યો સાથે  બેસીને

જમે છે. સાજના જમ્યા બાદ જો  ઘરકામ બાકી રહી ગયું હોય તો પુરુ કરે છે. કિરણનું ઘરકામ કોઇ દિવસ બાકી રહેતું નથી. તેની આ ટેવના શિક્ષક વખાણ કરે છે.

રાતના ૯ -૦ ૦ વાગ્યે કિરણ સૂવા જાય છે. રાતના વહેલા સૂઇ જવાથી સવારે ઊઠવામાં તકલીફ પડતી નથી. શનિવારે અને રવિવારે નિશાળે રજા હોય છે. એટલે શુક્રવારે અને શનિવારે તે સૂવાનું થોડું મોડું કરે છે. ખાટલામાં સૂતાં સૂતાં તે ભગવાનને યાદ કરે છે. સૂતાં પહેલાં ભગવાનનું નામ લેવાથી ઊંઘ સારી આવે છે અને કોઇ ખરાબ સ્વપ્નાં પણ નથી આવતાં.

**અઘરા શબ્દ:**

| | | | |
|---|---|---|---|
| સ્વપ્ન | Dream | વિજ્ઞાન | Science |
| સ્વચ્છ | Clean | ચિત્રકળા | Art |
| પવિત્ર | Holy | ગણિત | Maths |
| ગણવેશ | Uniform | સંગીત | Music |
| બેઠકખંડ | Living room | વિષય | Subjects |
| અંગ્રેજી | English | | |

**ઘરકામ**

તમારી દિનચર્યા વર્ણવતો પચાસ શબ્દોનો એક નિબંધ લખો

| દાતણ અથવા બ્રશ, માળા, ચોખ્ખું પાણી, રૂમાલ, ટુવાલ |
|---|

નીચેનું કામ કરવા શું જરૂર પડે એ ઉપરના ખાનામાંથી લખો.

(૧) આંખ ધોવા ..................................

(૨) દાંત સાફ કરવા .............................

(૩) શરીર લુછવા ..................................

(૪) પુજા કરવા ....................................

# નર, નારી અને નાન્યતર જાતિ

| | | |
|---|---|---|
| હવે આપણે | નરજાતિ – MASCULINE | પુરુષવાચક શબ્દો |
| | નારીજાતિ – FEMININE | સ્ત્રીવાચકશબ્દો થતા |
| | નાન્યતર જાતિ– NEUTER | નપુંસકવાચક શબ્દો |
| | વચ્ચે તફાવત સમજીએ. | |

નીચે થોડાક શબ્દો આપેલા છે. આ શબ્દોની જાતિ સમજો.

| નર | નારી | નાન્યતર |
|---|---|---|
| કેવો | કેવી | કેવું |
| પુરુષ | સ્ત્રી | બાળક |
| છોકરો | છોકરી | છોકરું |
| કબાટ | ખુરસી | ટેબલ |
| ખાટલો | દિવાલ | કોમ્પ્યુટર |
| દરવાજો | બારી | હીટર |

## સ્વાધ્યાય

નીચેના શબ્દો જાતિવાર છૂટા પાડો.પછી તે શબ્દો બહુવચનમાં લખો. શબ્દને કેવો, કેવી કે કેવું કહેશો તો તેની જાતિનો ખયાલ આવશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| રસ્તો | અરીસો | સીડી | દિવાલ | મશીન | ગાડી |
| ચિત્ર | પડદો | તપેલું | કૂતરો | બિલાડી | વાટકો |
| ચોપડી | વાટકી | રકાબી | બસ | ટ્રેન | ગામ |
| નિશાળ | ઘર | બચ્ચું | ખેડૂત | પક્ષી | ટેલિવિઝન |
| છોકરો | આકાશ | વાંદરી | ઝાડ | ડાળી | પૂછડું |
| રાત | સવાર | સાંજ | સૂરજ | મંદિર | ગીત |
| દુનિયા | તળાવ | કોયલ | કાગડો | ટપાલી | અવાજ |
| સ્ત્રી | બળદ | બકરી | લુહાર | ગાય | પુરુષ |
| સુથાર | વિષય | સમાચાર | છોકરી | | |

# હનુમાનજી





Hanuman was born of father Kesari and mother Anjani by the boon of Vaayu (wind) Devta (deity). He was very mischievous as a child. He liked the Sun so much that once he leapt and flew towards the sky to capture the Sun. To stop the world plunging into darkness, Indra, the king of deities struck Hanuman with his divine weapon, the Vajra. Hanuman fell to the Earth and became unconscious. Indra nursed Hanuman back to the life and blessed him with great strength and special powers.

When Lord Ram was looking for His wife Sita, it was Hanuman who found her in Lanka. He helped build the bridge across the ocean so that Lord Ram’s army could reach Lanka. When Laxman was hurt in the battle, Hanumanji brought special medicine plants from a very great distance. He is worshipped by all hindus for his strength, courage, wisdom and ardent selfless services to Lord Ram.

He served Lord Swaminarayan as well. When evil Krutyas abducted Ghanashyam Maharaj, Hanumanji brought Him back from the clutches of Krutyas. During the journey though the forest, Hanumanji brought fruits for Nikanth Varni.

He is among the five deities Lord Swaminarayan has asked us to respect.

## સ્વાધ્યાય

૧. હનુમાનજીના માતા અને પિતાનાં નામ લખો.

૨. દેવતાના રાજાનું નામ શું છે?

૩. ભગવાન રામની પત્નીનું નામ શું છે?

# ભગવાન શ્રી સ્વામિનારાયણ



ભારતમાં અયોધ્યા નામનું એક શહેર છે. તે શહેરની બાજુમાં છપૈયા નામનું એક નાનકડું ગામ છે. આ છપૈયા ગામમાં શ્રી સ્વામિનારાયણ ભગવાનનો જન્મ થયો હતો.

ભગવાનનું બાળપણનું નામ ઘનશ્યામ હતું. ઘનશ્યામના પિતાનું નામ ધર્મદેવ હતું અને માતાનું નામ ભક્તિદેવી હતું. ઘનશ્યામ મહારાજના મોટાભાઇનું નામ રામપ્રતાપ હતું અને ભાભીનું નામ સુવાસિની ભાભી હતું. ઘનશ્યામ મહારાજના નાના ભાઇનું નામ ઇચ્છારામભાઇ હતું. ઘશ્યામ મહારાજ હમેશાં માતા-પિતાની આજ્ઞામાં રહેતા.

ઘનશ્યામ મહારાજ અગિયાર વરસના હતા ત્યારે ઘરનો ત્યાગ કરી જંગલમાં ગયા હતા. ભગવાન સાત વરસ સુધી આખા ભારતમાં ઘણાં તીર્થોમાં ફર્યા હતા. વનમાં ફરતા હતા તે વખતે ભગવાનનું નામ નિલકંઠવર્ણી હતું

સાત વરસના વનવિચરણ બાદ શ્રી નિલકંઠવર્ણી ગુજરાતમાં લોજ નામના ગામમાં રામાનંદ સ્વામીના આશ્રમમાં પધર્યા હતા. તેઓ રામાનંદ સ્વામીને પહેલી વાર પીપલાણામાં મળ્યા હતા. ભગવાને રામાનંદ સ્વામીને ગુરુ તરીકે માન્યા હતા અને તેમની પાસેથી દિક્ષા લીધી હતી. દિક્ષા આપ્યા બાદ રામાનંદ સ્વામીએ ભગવાનનું શ્રીસહજાનંદ એવું સરસ નામ આપ્યું.

શ્રી સ્વામિનારાયણ ભગવાન આ પૃથ્વી ઉપર ૪૯ વરસ રહ્યા હતા તે દરમ્યાન આપણા સૌના કલ્યાણ માટે તેમણે અનેક યજ્ઞો કર્યા, સંતો બનાવ્યા, મંદિરો બંધાવ્યાં, શાસ્ત્રોની રચના કરાવી, શિક્ષાપત્રી લખી અને સત્સંગની ઉન્નતી માટે આચાર્યોની સ્થાપના કરી.

આપણે સૌએ આપણા ઇષ્ટદેવ શ્રી સ્વામિનારાયણ ભગવાનની આજ્ઞામાં રહેવું જોઇએ.

**અઘરા શબ્દો:**




| | |
|---|---|
| બાળપણ | Youth |
| આજ્ઞા | Command, Order |
| તીર્થ | Pilgrimage |
| વનવિચરણ | Journey through a forest |
| આશ્રમ | Hermitage |
| દિક્ષા | Initiation |
| કલ્યાણ | Welfare, Salvation |
| શાસ્ત્રો | Holy scriptures |
| રચના | Writing, Making |
| સ્થાપના | Establish |
| દરમ્યાન | In middle of, Meanwhile |
| ઉન્નતિ | Upliftment |
| ઇષ્ટદેવ | Our own God whom we pray |

## નીચેના સવાલોના જવાબ આપો.

૧. સ્વામિનારાયણ ભગવાનનો જન્મ કયાં થયો હતો?
૨. ભગવાન લોજ પધાર્યા ત્યારે તેમની ઉંમર કેટલા વરસની હતી?
૩. સ્વામિનારાયણ ભગવાનના ગુરુ કોણ હતા?
૪. ભગવાનના ત્રણ નામ લખો?
૫. આપણા કલ્યાણ માટે ભગવાને શું શું કર્યું?
૬. ભગવાનના ભાઇઓના નામ લખો.
૭. ભગવાન વનમાં જવા નીકળ્યા ત્યારે તેમની ઉંમર કેટલી હતી?
૮. ભગવાન એમના ગુરુને પહેલી વાર કયાં મળ્યા હતા?
૯. ભગવાન કેટલા વરસ વનમાં રહ્યા હતા?

# આપણો સ્વામિનારાયણ સંપ્રદાય

આપણા ઇષ્ટદેવ શ્રી સ્વામિનારાયણ ભગવાન છે એટલે આપણો સંપ્રદાય સ્વામિનારાયણ સંપ્રદાય કહેવાય છે. આપણા સંપ્રદાય ની થોડીક રીતો આપણે જોઇએ.

આપણા સંપ્રદાયના લોકો એકબીજાને મળે ત્યારે 'હાય-હલ્લો'ની જગ્યાએ 'જય શ્રીસ્વામિનારાયણ' કહે છે. આવી રીતે બોલવાથી આપણાથી સહેજે ભગવાનનું નામ લેવાય છે.

## તિલક ચાંદલો



ગોપીચંદનથી 'U' આકારનું કપાળમાં નિશાન કરીએ તેને તિલક કહેવાય છે. તિલકની વચ્ચે કંકુથી ગોળ નિશાન કરીએ તેને ચાંદલો કહેવાય છે. સત્સંગી ભાઇઓ તિલક અને ચાંદલો બન્ને કરે છે. બહેનો માત્ર ચાંદલો કરે છે. આ તિલક આપણા સંપ્રદાયની નિશાની છે.

## કંઠી

કંઠી પણ આપણા સંપ્રદાયની નિશાની છે. તુલસીના લાકડામાંથી કંઠીના મોતી બનાવવામાં આવે છે. કંઠી હમેશાં બેવડી પહેરાય છે. ભક્ત અને ભગવાન હમેશાં સાથે જ હોય છે એટલે કંઠી બેવડી રાખવામાં આવે છે.

## મંદિરમાં આવીએ ત્યારે......

આપણે રસ્તા ઉપર ચાલીએ ત્યારે રસ્તા ઉપરની જાતજાતની ગંદકી આપણા જોડાના તળિયે ચોંટે છે. એવા જોડા-ચંપલ પહેરીને મંદિરમાં જઇએ તો મંદિરની કારપેટ મેલી થાય. મંદિરમાં આપણે નીચે પલાંઠી વાળીને બેસીએ અને સારાં સારાં કપડાં પહેર્યા હોય તે પણ ગંદા થાય. માટે આપણે જયારે પણ મંદિરમાં જઇએ ત્યારે આપણા જોડા-ચંપલ બહાર ઉતારીએ છીએ.

## સાષ્ટાંગ દંડવત્ પ્રણામ

ભાઈઓ જયારે ભગવાનના દર્શન કરે ત્યારે પોતાના શરીરના આઠ અંગો સાથે ભગવાનના દર્શન કરે છે. પગ, ગોઠણ, છાતી, હાથ, માથું, આંખ, મન અને વાણી (ભગવાનનું નામ).આ આઠેય અંગો જમીનને અડે તેમ સીધા સૂઈને દર્શન કરવાં. એટલે કે આ આઠ અંગો ભગવાનમાં જોડવાં. દર્શન કરતી વખતે જયાં ત્યાં નજર ન દોડાવવી. ભગવાને કેવા શણગાર ધારણ કર્યા છે તે આંખથી બરાબર જોવું અને મનમાં ઉત્તારી યાદ રાખવું.

## પંચાગ પ્રણામ.

બહેનો જયારે ભગવાનના દર્શન કરે ત્યારે તેઓ પલાંઠી વાળીને બેસીને ભગવાનના દર્શન કરે છે. હાથ, માથું, નજર, મન અને વાણી એમ પાંચ અંગો ભગવાનમાં જોડીને દર્શન કરે છે. દર્શન કરતી વખતે આ પાંચ અંગો ભગવાનને સોંપવાં.

## પ્રદક્ષિણા.

ભગવાનના દર્શન કરીને પછી ભગવાનની મૂર્તિને જમણી બાજુથી ગોળ ફરવું તેને પ્રદિક્ષણા કહેવામાં આવે છે. પ્રદક્ષિણા ફરતાં ફરતાં વાતો કર્યા વગર મનમાં ભગવાનનું નામ લેવું

## માળા.

પ્રદક્ષિણા કરી સભામાં પલાંઠી વાળીને બેસવું. જમણા હાથની બીજી આંગળી ઉપર માળા રાખી, અંગુઠાથી એક એક મણકો ફેરવવો. દરેક મણકે ભગવાનનું નામ લેવું. માળા ફેરવતી વખતે માળા ગૌમુખીમાં અથવા રૂમાલ કે સાડીના છેડા નીચે રાખી ફેરવવી. માળામાં એકસો અને આઠ મણકા હોય છે. આ બધા મણકા પૂરા થઇ જાય એટલે વચલો મણકો ફેરવીને માળા બીજી બાજુથી ચાલુ કરવી.

### અઘરા શબ્દો

| | | | |
|---|---|---|---|
| બેવડી | Double | તુલસી | Tulsi wood |
| પલાઠી. | Cross legged | ગોઠણ | Knee |
| ગોપીચંદન | Saffron paste | સોંપવું | Give, Surrender |
| કંકુ | Kum Kum, Red Powder | | |

# સમાનાર્થી શબ્દો

## નીચેના શબ્દોના અર્થ સરખા છે.

| | | |
|---|---|---|
| આદર | = માન, સન્માન | = Respect |
| દરવાજો | = દ્વાર, કમાડ | = Door |
| ઝાડ | = વૃક્ષ | = Tree |
| રાત | = રાત્રી, રજની, નિશા | = Night |
| સાંજ | = સંધ્યા, સાયંકાળ | = Evening |
| સૂર્ય | = રવિ, સુરજ, ભાનુ | = Sun |
| અચરજ | = અચંબો, નવાઇ | = Surprise |
| ઇશારો | = સંકેત | = Sign, Hint |
| ઠંડું | = ટાઢું, શીતળ | = Cold |
| છિદ્ર | = કાણું | = Hole |
| સફેદ | = ધોળું, શ્વેત | = White |
| સોનુ | = કંચન, કનક | = Gold |
| આશિષ | = આશીર્વાદ | = Blessing |
| અઢળક | = ઘણું, પુષ્કળ | = Plenty |
| ખંત | = મહેનત, કાળજી | = Effort |
| ધરતી | = ધરા, પૃથ્વી, ધરણી | = Earth, Ground |
| અંબર | = આકાશ, ગગન | = Sky |
| આંખ | = નયન, નેત્ર | = Eye |
| ચંદ્ર | = ચાંદો, ચંદ્રમા | = Moon |
| દિવસ | = દિન, રોજ | = Day |
| નવું | = નવીન, નૂતન | = New |
| સવાર | = પ્રભાત, પરોઢ | = Morning |
| પ્રેમ | = પ્યાર, વહાલ | = Love |
| આખું | = પૂરુ, સમગ્ર | = Whole |
| ગરમ | = ઊનું | = Hot |
| કરામત | = કારીગરી | = Skill, Trick |
| દુનિયા | = વિશ્વ, જગત | = World |
| વાન | = રંગ, વર્ણ | = Colour |

| | | | |
|---|---|---|---|
| સાગર | = | સમુદ્ર, દરિયો | = Sea |
| આશ્ચર્ય | = | અચરજ | = Surprise |
| અવસર | = | સમય, તક | = Opportunity |
| અજવાળું | = | ઉજાસ, પ્રકાશ | = Light |
| ચતુર | = | હોશિયાર | = Clever |
| કાળું | = | શ્યામ, કૃષ્ણ | = Black |
| આવકાર | = | સ્વાગત | = Reception |

**નીચેના શબ્દોના એક કરતાં વધારે અર્થ થાય છે.**




**<u>Write an essay (in 80 – 100 words) about a recent holiday that you have been to:</u>**

**Include points below –**

- **Where you went.**
- **Who you went with.**
- **What was the weather like?**
- **What you did.**
- **What did you eat?**
- **What you liked/disliked and overall impression.**

# હું

મારું નામ રીના છે. મને દસ વરસ થયાં છે. મારી માતાનું નામ રતનબેન છે. અમે બધાં તેમને મમ્મી કહીને બોલાવીએ છીએ. મારી માતાની ઉંમર આડત્રીસ વર્ષની છે. મારા પિતાનું નામ ભરતભાઇ છે. તેમને ચાલીસ વર્ષ થયાં છે. મારી એક બહેન છે. તેનું નામ સવિતા છે. સવિતા ચૌદ વર્ષની છે. સવિતા ભણવામાં ખૂબ હોશિયાર છે. મારા નાના ભાઈનું નામ કલ્પેશ છે. કલ્પેશ પણ મારી જેમ રવિવારે ગુજરાતી ભણવા જાય છે. કલ્પેશને ફૂટબોલ રમવાનું બહુ ગમે છે. મને ક્રિકેટ રમવાની બહુ મજા આવે છે.



હું નીસ્ડનમાં રહું છું. અમારું ઘર ટેડવર્થ રોડ ઉપર આવેલું છે. અમારા ઘરમાં સાત ઓરડા છે. નીચેના માળે, ઘરના આગળના ભાગમાં દિવાન ખંડ છે. આ બેસવા માટેનો ઓરડો છે. આ ઓરડામાં આરામથી બેસી શકાય એવા સોફા રાખેલા છે. તે ઉપરાંત આ ઓરડામાં ટેલિવિઝન પણ છે. દરરોજ સાંજના અમે બધા સાથે બેસીને ટેલિવિઝન જોઇએ છીએ.







બેઠકખંડની પાછળ જમવાનો ઓરડો છે. અમારું કુટુંબ રોજ અહીં બેસીને જમે છે. જમવાના ઓરડાની બાજુમાં જ રસોડું છે. હું અને મારી

બહેન સવિતા મારી માતાને રસોઇમાં મદદ કરીએ છીએ. કલ્પેશ હજી રસોઇમાં મદદ નથી કરાવતો કેમકે તે હજી નાનો છે. પણ તે વાસણ રખાવવામાં અમને મદદ કરે છે. ઘરના ઉપરના માળે ત્રણ સૂવાના ઓરડા છે. હું અને સવિતા એક ઓરડામાં સૂઈએ છીએ. મારા સૂવાના ઓરડાના એક ખૂણામાં અમે કમ્પ્યુટર રાખ્યું છે. અમારો બાથરૂમ સૂવાના ઓરડાની બાજુમાં જ છે.



અમે ત્રણે જણ નિશાળે જઈએ છીએ. અમારી શાળાનું નામ જ્હોન કેલી છે. છોકરા અને છોકરીની નિશાળ જુદી જુદી છે. આ બન્ને નિશાળો બાજુ બાજુમાં જ આવેલી છે. નિશાળ અમારા ઘરની બાજુમાં જ છે એટલે અમે ચાલતાં જઈએ છીએ. દૂર રહેતાં બાળકો નિશાળે બસમાં આવે છે. અમારી નિશાળ બહુ મોટી છે. હું ગણિત, વિજ્ઞાન, ઈતિહાસ, ભૂગોળ, અંગ્રેજી વગેરે વિષયો ભણું છું. મને ગણિત અને વિજ્ઞાન ભણવાની મજા આવે છે. મને ઈતિહાસમાં બહુ મજા નથી આવતી. ભણવા ઉપરાંત નિશાળમાં અમને ક્રિકેટ, ફૂટબોલ, બેડમિંટન વગેરે રમતો પણ શીખવવામાં આવે છે. નાટક અને સંગીત શીખવાની પણ સગવડ છે.

હું અને સવિતા દર રવિવારે મંદિરની ગુજરાતી શાળામાં જઇએ છીએ. મને ગુજરાતી શીખવાની મજા આવે છે. ગુજરાતી શીખીને હું મારા દાદીને ભારત કાગળ લખીશ. મારા દાદીને અંગ્રેજી નથી આવડતું. રવિવારે શાળામાં જતાં પહેલા હું મંદિરમાં જઇ ભગવાનના દર્શન કરું છું.

## નીચેના સવાલના જવાબ પૂરા વાક્યોમાં લખો.

તમારું નામ શું છે?
તમારા પિતાનું નામ શું છે?
તમને કઇ રમત રમવી ગમે છે?
તમને કયો વિષય વધારે ગમે છે?

**અઘરા શબ્દો :**

| | |
|---|---|
| ઓરડો | Room |
| બેઠકખંડ | Living room, Lounge |
| રસોડું | Kitchen |
| વિષય | Subject, Topic |
| વિજ્ઞાન | Science |
| ગણિત | Maths |
| ઈતિહાસ | History |
| ભૂગોળ | Geography |
| અંગ્રેજી | English |

## ઘરકામ

**ઉપરના નિબંધ ઉપરથી તમારા કુટુંબ અને તમારી નિશાળ વિશે એક નિબંધ લખો.**

## Homework

Based on the above essay, write an essay about your family and your school. The essay should include the following:

- Who is in you family?
- Their age?
- What do they enjoy doing?
- Your school's name?
- Where is it and how far from your house?
- Which subjects do you learn?
- Your most favourite and least favourite subject?
- What sports you play at school?
- Say that you go to Gujarati School at the temple.
- Which day you go to Gujarati School?
- Say that you will pass your Gujarati exam in first place.
- Say that once you have learnt Gujarati you will write a letter to your grandfather and grandmother in India.

# શિક્ષાપત્રી



શ્રી સ્વામિનારાયણ ભગવાને આપણા જેવા દરેક મનુષ્યોના કલ્યાણને માટે આપણને શિક્ષાપત્રી જેવા સરસ ગ્રંથની રચના કરી આપી છે. અને સૌ સત્સંગીને કેવી રીતે વર્તવું તેની ભલામણ અને આજ્ઞા કરી છે.

આ શિક્ષાપત્રી શ્રી હરીએ વડતાલમાં રહીને સંવત ૧૮૮૨ માં વસંતપંચમીના દિવસે લખી છે. વસંતપંચમી એટલે કે મહા સુદ પાંચમ. આપણા મંદિરોમાં આ દિવસ શિક્ષાપત્રી જયંતિ તરીકે ધામધુમથી ઉજવાય છે. અને તે દિવસે શિક્ષાપત્રીનું પૂજન અને વાંચન કરવામાં આવે છે.

શિક્ષાપત્રીમાં મહારાજે બ્રહ્મચારી ગૃહસ્થ અને ત્યાગી પુરુષોએ તથા સધવા વિધવા અને સાંખ્યયોગી સ્ત્રીઓએ કેવી રીતે ધર્મમાં વર્તવું તે સમજાવ્યું છે. તે ઉપરાંત રાજાના તથા આચાર્યના વર્તવાના નિયમો બતાવ્યા છે. કઇ રીતે વર્તવાથી આપણે સુખી થઇએ અને કઇ રીતે વર્તવાથી આપણે દુઃખી થઇએ તે પણ ભગવાને આપણને બરાબર રીતે સમજાવ્યું છે. સફાઇ વિશે પણ ભગવાને શિક્ષાપત્રીમાં લખ્યું છે. ભગવાન આપણને સમજાવે છે કે કેવી રીતે દાંત સાફ કરવા, દરરોજ સ્નાન કરવું, જયાં ત્યાં થૂંકવું નહીં તથા પાણી પેશાબ ન કરવો. આપણે કેવી રીતે કમાણી કરવી અને પૈસા કેવી રીતે વાપરવા ઉપરાંત ભગવાને આપણને આજ્ઞા કરી છે કે કમાણીમાંથી પૈસા બચાવવા જેથી ખરાબ સમયમાં તે કામ આવે.

સ્વામિનારાયણ ભગવાને શિક્ષાપત્રીમાં ભગવાન એક જ છે એ વાત ઉપર ઘણો જ ભાર મૂકયો છે. અને આપણને સૌને આજ્ઞા કરી છે કે એક ભગવાન સિવાય કોઇની પણ પૂજા-અર્ચના ન કરવી. ભગવાનના ઘણા અવતારોમાં કોઇ નાના મોટા હોતા નથી કેમ કે સર્વે અવતારના ધારણ કરનાર તો એક ભગવાન જ છે.

૨૧૨ (બસો ને બાર) શ્લોકની આ શિક્ષાપત્રી આમ તો બહુ નાનકડી છે પણ એમાં જણાવેલ આજ્ઞા પ્રમાણે વર્તીએ તો આપણે સૌ જરૂર સુખી થઇ એ અને ભગવાનને રાજી પણ કરી શકીએ.

**શબ્દાર્થ**

| | |
|---|---|
| સધવા | Woman whose husband is alive |
| સાંખ્યયોગી | Female saint |

## સ્વાધ્યાય.

૧. ભગવાને શિક્ષાપત્રી કયાં અને કયારે લખી હતી?
૨. શિક્ષાપત્રીમાં કેટલા શ્લોક છે?
૩. ભગવાન શિક્ષાપત્રીમાં શું સમજાવે છે તેના ચાર દાખલા આપો.
૪. નીચેના શબ્દોને યોગ્ય ખાનામાં ગોઠવો.

| | | | |
|---|---|---|---|
| મ | | | મગર |
| | | | રમત |
| | | | મમત |
| | | | તરત |

| | | | |
|---|---|---|---|
| ગા | | | ગાયક |
| | | | ગામડું |
| | | | ડુંગર |
| | | | કબર |

Translate the following sentences into Gujarati

- Respect Elders, Teachers and Parents.
- Do not lie.
- Do not harm or kill insects.
- Do not steal.

# ચાંદો પકડયો




એક ગાઢ જંગલ હતું. એ જંગલમાં એક તળાવ હતું. તળાવના કિનારે એક મોટું ઝાડ હતું. આ ઝાડ ઉપર વાંદરાંનું એક ટોળું રહે. વાંદરાં બહુ તોફાની. આખો દિવસ ઝાડ ઉપર ચડ-ઉતર કર્યા કરે. એકબીજાની પૂંછડી ખેંચે. ન શાંતિથી પોતે બેસે કે ન કોઇને શાંતિથી બેસવા દે. રાત પડે તોય સમયસર સૂવે નહી. ભૂખ લાગે ત્યારે ઝાડના ફળ ખાઇને પેટ ભરે. તરસ લાગે ત્યારે તળાવમાંથી પાણી પીવે.

એક દિવસની વાત છે. પૂનમની રાત હતી. આકાશમાં મોટો ચાંદો ઉગ્યો હતો. આ ચાંદાનું ગોળ પ્રતિબિંબ તળાવના શાંત પાણીમાં પડતું હતું. બધાં વાંદરાં સૂઈ ગયાં હતાં, પણ એક બચ્ચું જાગતું હતું. આ બચ્ચાંએ આ પડછાયો જોયો. એને લાગ્યું કે તળાવમાં સુંદર ફળ દેખાય છે. એણે આસપાસ સૂતેલાં બીજા બચ્ચાંઓને જગાડયાં. જગાડીને બધાંને મોટું ફળ બતાવ્યું. બધાંયે ભેગા મળીને નક્કી કર્યું કે ફળ જરૂર મેળવવું. પણ એક મુશ્કેલી હતી. ફળ તળાવની વચ્ચે હતું અને એટલે દૂર કોઈથી પહોંચાય તેમ ન હતું.

ઝાડની એક લાંબી ડાળી તળાવ ઉપર હતી. એ જોઇને એક બચ્ચાંને યુક્તિ સૂઝી. એ બચ્ચું પેલી લાંબી ડાળીને પકડીને ટીંગાયું. તેનું પૂંછડું પકડીને બીજું બચ્ચું ટીંગાયું. બીજાની પૂંછડીમાં ત્રીજું ટીંગાયું. એમ કરતાં છેલ્લું બચ્ચું છેક પાણી સુધી પહોંચ્યું. બે હાથથી પકડીને પાણીમાંથી ફળ બહાર કાઢવા જાય ત્યાં તો પહેલા બચ્ચાંની પકડ છૂટી ગઇ અને બધાં બચ્ચાં પાણીમાં પડયાં.

**પાણીમાં ઘૂબાકો થયો અને ચાંદાનું પ્રતિબિંબ પણ વિખાઈ ગયું. વાંદરાંના બચ્ચાંઓના હાથમાં ફળ ન આવ્યું અને ઉપરથી બધાં પાણીમાં ભીંજાયાં.**

## સ્વાધ્યાય

**<u>નીચેના સવાલોના જવાબ આપો.</u>**

૧. ઝાડ ક્યાં હતું?

૨. વાંદરાં ક્યાં રહેતાં હતાં?

૩. કોણ જાગતું હતું?

૪. તેણે પાણીમાં શું જોયું?

**૫. નીચેના શબ્દો જાતિવાર છૂટા પાડો.**

| | | | | | |
|---|---|---|---|---|---|
| બચ્ચું | ખેડૂત | ફેરિયો | આકાશ | ઝાડ | ડાળી |
| પંખી | ગીત | મંદિર | જાનવર | સૂરજ | રાત |
| તળાવ | પાણી | સવાર | સાંજ | દિવસ | દુનિયા |
| કવિતા | અવાજ | ટપાલી | વહાણ | મૂર્તિ | |

**૬. નીચે નરજાતિના શબ્દો આપેલા છે. તેમના નારીજાતિના શબ્દો લખો.**

| | | | | | |
|---|---|---|---|---|---|
| દેવ | દીકરા | પુત્ર | ગધેડો | શેઠ | બાળક |
| બાહ્મણ | મામા | માસા | સિંહ | પિતા | પતિ |
| ફુઆ | વાંદરો | વર | ચકલો | ઘોડો | બકરો |

**૭. નીચેના શબ્દોમાંથી એકવચન અને બહુવચન છૂટાં પાડો.**

| | | | | | |
|---|---|---|---|---|---|
| રમત | બકરા | પાણી | દીકરી | લાકડાં | દાખલા |
| તારા | શિકારી | આકાશ | ચંદ્ર | ગુસ્સો | સસલાં |
| બહેનો | ઘરેણું | રીંગણાં | મરચું | લાડવા | કચોરી |
| સમોસાં | જલેબી | માણસો | | | |

## ઘરકામ

**દસ પક્ષીઓ તથા વીસ પ્રાણીઓનાં નામ તેમના અંગ્રેજી અર્થ સાથે લખો.**

# આંકડા

| | | | |
|---|---|---|---|
| ૧ | એક | ૨૬ | છવ્વીસ |
| ૨ | બે | ૨૭ | સત્યાવીસ |
| ૩ | ત્રણ | ૨૮ | અઠયાવીસ |
| ૪ | ચાર | ૨૯ | ઓગણત્રીસ |
| ૫ | પાંચ | ૩૦ | ત્રીસ |
| ૬ | છ | ૩૧ | એકત્રીસ |
| ૭ | સાત | ૩૨ | બત્રીસ |
| ૮ | આઠ | ૩૩ | તેત્રીસ |
| ૯ | નવ | ૩૪ | ચોત્રીસ |
| ૧૦ | દસ | ૩૫ | પાંત્રીસ |
| ૧૧ | અગિયાર | ૩૬ | છત્રીસ |
| ૧૨ | બાર | ૩૭ | સાડત્રીસ |
| ૧૩ | તેર | ૩૮ | આડત્રીસ |
| ૧૪ | ચૌદ | ૩૯ | ઓગણચાલીસ |
| ૧૫ | પંદર | ૪૦ | ચાલીસ |
| ૧૬ | સોળ | ૪૧ | એકતાલીસ |
| ૧૭ | સતર | ૪૨ | બેતાલીસ |
| ૧૮ | અઢાર | ૪૩ | તેંતાલીસ |
| ૧૯ | ઓગણીસ | ૪૪ | ચુંમાલીસ |
| ૨૦ | વીસ | ૪૫ | પિસ્તાલીસ |
| ૨૧ | એકવીસ | ૪૬ | છેંતાલીસ |
| ૨૨ | બાવીસ | ૪૭ | સુડતાલીસ |
| ૨૩ | ત્રેવીસ | ૪૮ | અડતાલીસ |
| ૨૪ | ચોવીસ | ૪૯ | ઓગણપચાસ |
| ૨૫ | પચ્ચીસ | ૫૦ | પચાસ |

# આંકડા

| | | | |
|---|---|---|---|
| ૫૧ | એકાવન | ૮૧ | એકયાસી |
| ૫૨ | બાવન | ૮૨ | બ્યાસી |
| ૫૩ | ત્રેપન | ૮૩ | ત્યાસી |
| ૫૪ | ચોપન | ૮૪ | ચોરાસી |
| ૫૫ | પંચાવન | ૮૫ | પંચાસી |
| ૫૬ | છપ્પન | ૮૬ | છયાસી |
| ૫૭ | સત્તાવન | ૮૭ | સત્યાસી |
| ૫૮ | અઠ્ઠાવન | ૮૮ | અઠયાસી |
| ૫૯ | ઓગણસાઠ | ૮૯ | નેવ્યાસી |
| ૬૦ | સાઠ | ૯૦ | નેવું |
| ૬૧ | એકસઠ | ૯૧ | એકાણું |
| ૬૨ | બાસઠ | ૯૨ | બાણું |
| ૬૩ | ત્રેસઠ | ૯૩ | ત્રાણું |
| ૬૪ | ચોસઠ | ૯૪ | ચોરાણું |
| ૬૫ | પાંસઠ | ૯૫ | પંચાણું |
| ૬૬ | છાસઠ | ૯૬ | છન્નું |
| ૬૭ | સડસઠ | ૯૭ | સતાણું |
| ૬૮ | અડસઠ | ૯૮ | અઠાણું |
| ૬૯ | ઓગણસિત્તેર | ૯૯ | નવ્વાણું |
| ૭૦ | સિંત્તેર | ૧૦૦ | સો |
| ૭૧ | એકોતેર | ૧૦૧ | એકસો એક |
| ૭૨ | બોંતેર | ૧૦૨ | એકસો બે |
| ૭૩ | તોતેર | ૧૦૩ | એકસો ત્રણ |
| ૭૪ | ચુંમોતેર | ૧૦૪ | એકસો ચાર અને એથી આગળ |
| ૭૫ | પંચોતેર | ૧૧૦ | એકસો દસ |
| ૭૬ | છોતેર | ૨૦૦ | બસો |
| ૭૭ | સિત્યોતેર | ૩૦૦ | ત્રણસો |
| ૭૮ | અઠયોતેર | ૪૦૦ | ચારસો.. અને એથી આગળ |
| ૭૯ | ઓગણ્યાએંસી | ૧૦૦૦ | હજાર |
| ૮૦ | એંસી | ૨૦૦૦ | બે હજાર |
| | | ૧૦૦૦૦ | દસ હજાર |

# પશુઓ


જીરાફ


હરણ


ઊંટ


ઝીબ્રા


વાઘ


ચિત્તો


રીંછ


ગેંડો


વાંદરો


શિયાળ


વરૂ


કૂતરો


ઘોડો


બકરી


હિપોપોટેમસ


ડુક્કર


બિલાડી


ખિસકોલી


સસલું


ઉંદર


માછલી


મગર


કાચબો


દેડકો

# બીજાં પશુઓ






સિંહ ઘેટું ગધેડો ગાય

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ખિ | શ્રી | સ્વા | ઊં | ટ | મિ | મો | ર | ના | રા |
| સ | ય | ઘુ | ણ | ગે | ટું | મં | દિ | ર | ક |
| કો | વિ | વ | લ્સ | ડ | ગી | ન | ગુ | જ | બૂ |
| લી | રા | ડ | તી | શા | ધ | ળા | ૐ | શ્રી | ત |
| સ્વા | મિ | સ | સ | લું | ના | રા | ય | ણ | ર |
| મં | સિં | દિ | ર | વિ | ગ | રૂ | ડ | લ્સ | ડ |
| ન | હ | ગુ | વા | ઘ | જ | રા | ચ | ક | લી |
| રીં | છ | તી | શા | શિ | યા | ળ | ળા | હા | બ |
| હં | કા | ગ | ડો | જ | ય | શ્રી | સ્વા | થી | ત |
| સ | મિ | ના | પો | પ | ટ | રા | ય | ણ | ક |

**નીચે આપેલા પશુ પક્ષીઓના નામો ઉપરના ખાનામાંથી શોધો અને એની સામે એના અંગ્રેજીમા અર્થ લખો. દાખલો; ઊંટ = CAMEL**

ચકલી =

હંસ =

કબૂતર =

ખિસકોલી =

ઘુવડ =

સિંહ =

ગીધ =

બતક =

ગરૂડ =

કાગડો =

મોર =

સસલું =

પોપટ =

ઘેટું =

વાઘ =

રીંછ =

હાથી =

શિયાળ =

# પક્ષીઓ


બતક


ગરુડ


શાહમૃગ


પોપટ


બગલો


હંસ


ગીધ


કબૂતર


સમડી


કોયલ


બતક


કાગડો


મોર


ચકલી


ચામાચીડિયું


હોલો

# Names of the fruits
# ફળોનાં નામ

| | |
|---|---|
| અખરોટ | Walnut |
| અનાનસ | Pineapple |
| આલુ | Plum |
| કાજુ | Cashew Nut |
| કેરી | Mango |
| કેળું | Banana |
| ખજૂર | Date |
| ખારેક | Dried Date |
| ચીકુ | Sapodilla |
| જામફળ/ જમરૂખ | Guava |
| જાયફળ | Nutmeg |
| જાંબુ | Rose Apple |
| દાડમ | Pomegranate |
| નારંગી/ મોસંબી | Orange |
| નાળિયેર | Coconut |
| પપૈયું | Papaya (Pawpaw) |
| પિસ્તા | Pistachios |
| બદામ | Almond |
| બોર | Berry |
| મગફળી | Groundnuts |
| તરબુચ | Watermelon |
| સફરજન | Apple |
| સીતાફળ | Custard Apple |

# શાક-ભાજી તથા ફળો

| | | | |
|---|---|---|---|
| GINGER | આદુ | MELON | ચીભડુ |
| CUCUMBER | કાકડી | WATERMELON | તરબૂચ |
| CABBAGE | કોબી | MANGO | કેરી |
| CARROT | ગાજર | APPLE | સફરજન |
| TOMATO | ટમેટું | PINEAPPLE | અનનાસ |
| ONION | ડુંગળી | BANANA | કેળા |
| GARLIC | લસણ | DATE | ખારેક /ખજુર |
| SPINACH | ભાજી | GUAVA | જમરૂખ |
| POTATO | બટેટું | GRAPE | દ્રાક્ષ |
| CHILLI | મરચું | ORANGE | નારંગી/મોસંબી |
| RADISH | મૂળો | COCONUT | નાળિયેર |
| AUBERGINE | રીંગણ/વૈંતાક | SUGARCANE | શેરડી |
| LEMON | લીંબુ | | |

## સ્વાધ્યાય

**(૧) તમે એક શાકની દુકાને ખરીદી કરવા ગયા છો. દુકાનમાં શાક અને ફળના ભાવ આ પ્રમાણે છે.**

| | |
|---|---|
| Aubergine £2.50 per Kg. | Tomatoes £1.50 per Kg. |
| Potato £0.45 per Kg. | Bananas £1.00 per Kg. |
| Grapes £0.85 Per Kg. | Apples £0.75 per Kg. |
| Oranges £0.50 per Kg. | Ginger £1.25 per Kg. |
| Chillies £0.85 per Kg. | Carrots £ 0.75 per Kg. |

તમે આટલી ખરીદી કરો છો. ૨ કીલો રીંગણ, ૧કીલો ગાજર, ૧ કીલો મરચાં, ૨ કીલો સફરજન, ૧ કીલો દ્રાક્ષ, ૩ કીલો કેળાં, ૨ કીલો ટમેટાં અને ૧ કીલો આદુ.

**તમારી ખરીદીના કુલ કેટલા પૈસા થયા? જવાબ ગુજરાતી આંકડામાં લખો.**

**(૨) એક શાકની દુ કાનમાં આ પ્રમાણે ભાવ છે.**

| | |
|---|---|
| **રીંગણ કીલોના £ ૨.૫૦** | **ગાજર કીલોના £ ૦.૪૫** |
| **ટમેટાં કીલોના £ ૦.૮૫** | **કેળાં કીલોના £ ૧.૫૦** |
| **બટેટાં કીલોના £ ૦.૭૫** | **દ્રાક્ષ કીલોના £ ૨.૦૦** |

You buy following items from this shop. Answer in Gujarati words and figures.

2kg. Aubergines, 3 kg. Grapes, 2 kg. Bananas and 1 kg. Each of potatoes, tomatoes and carrots. How much would you pay in total?

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| શ્રી | મૂ | ળા | સ્વા | દુ | મિ | ના | રા | ય | બ |
| ણ | મ | શ્રી | સ્વા | ધી | મિ | ભીં | ડા | ના | ટે |
| રા | ર | ય | ટ | મે | ટાં | ણ | શ્રી | સ્વા | ટાં |
| મિ | ચાં | ના | રા | ય | ણ | રીં | ગ | ણાં | શ્રી |
| સ્વા | મિ | ના | રા | ઙ્ગ | હ | ળ | દ | ર | ણ |
| શ્રી | આ | સ્વા | ભા | જી | મિ | ના | રા | ણ | શ્રી |
| સ્વા | દુ | મિ | ના | રા | ય | ણ | શ્રી | સ્વા | કા |
| મિ | ના | લા | લ | મ | ર | ચાં | રા | ય | ક |
| ણ | શ્રી | સ્વા | મિ | ના | રા | ય | ણ | શ્રી | ડી |
| સ્વા | મિ | ના | ગા | જ | ર | કો | બી | રા | ય |

**નીચે આપેલા શાકભાજીના નામો ને ઉપરના ખાનામાંથી શોધો અને એની સામે એના અંગ્રેજીમાં અર્થ લખો.**

**દાખલો** **આદુ =** GINGER

| | | | |
|---|---|---|---|
| ભાજી | = | ગાજર | = |
| મૂળા | = | મરચાં | = |
| દુધી | = | લાલ મરચાં | = |
| ભીંડા | = | રીંગણાં | = |
| બટેટાં | = | કાકડી | = |
| કોબી | = | ટમેટાં | = |
| હળદર | = | | |

# રંગોના નામ

| | |
|---|---|
| WHITE | સફેદ, ધોળો |
| BLACK | કાળો |
| RED | લાલ, રાતો |
| YELLOW | પીળો |
| GREEN | લીલો |
| ORANGE | નારંગી, કેસરી |
| PINK | ગુલાબી |
| SKY BLUE | વાદળી |
| SILVER | રૂપેરી |
| GOLD | સોનેરી |
| PURPLE/VIOLET | જાંબુડી |
| BROWN | કથ્થાઇ |
| INDIGO/DARK BLUE | નીલો |

## સ્વાધ્યાય

લીલા રંગની ત્રણ વસ્તુઓનાં નામ લખો.
પીળા રંગનું કયું ફળ આવે છે?
સફરજન કયા કયા રંગનાં હોય છે?
ગુલાબ કયા કયા રંગનાં હોય છે?
ઝાડનું થડ કેવા રંગનું હોય છે?

# શરીરના ભાગો

| | |
|---|---|
| BODY | શરીર |
| TORSO | ધડ |
| SKELETON | હાડપિંજર |
| BONE | હાડકું |
| SKIN | ચામડી |
| HEAD | માથું |
| SKULL | ખોપરી |
| HAIR | વાળ |
| FOREHEAD | કપાળ |
| EAR | કાન |
| EYE | આંખ |
| NOSE | નાક |
| MOUTH | મોઢું |
| CHEEK | ગાલ |
| LIP | હોઠ |
| TONGUE | જીભ |
| TOOTH | દાંત |
| NECK | ગરદન |
| THROAT | ગળું |
| CHEST | છાતી |
| SHOULDER | ખભો |
| HAND | હાથ |
| ELBOW | કોણી |
| WRIST | કાંડું |
| FINGER | આંગળી |
| THUMB | અંગુઠો |
| NAIL | નખ |
| PALM | હથેળી |
| STOMACH | પેટ |
| HEART | હૃદય |
| LUNGS | ફેફસાં |

| | |
|---|---|
| LIVER | કાળજું |
| WAIST | કમર |
| BACK | વાંસો |
| THIGHS | સાથળ |
| KNEE | ઘૂંટણ |
| LEG | પગ |
| ANKLE | ઘૂંટી |
| FOOT | પગનો પંજો |
| HEEL | એડી |

# ટુ વ્હીલર

**નીચે આપેલા અક્ષરોમાં બે નામ મિકસ થઇ ગયાં છે. તમને આપેલા ક્લૂને આધારે બન્ને નામ છૂટાં પાડો...............**

**દાખલો. શ્રી કૃ રા ષ્ણ શ્રી મ (ભગવાનનાં બે નામ)**

૧) ૨)

| | | |
|---|---|---|
| શ્રી | કૃ | ષ્ણ |

| | | |
|---|---|---|
| શ્રી | રા | મ |

૧) મ હા વ ત ભા ર ભા ગ ત (બે ગ્રંથોનાં નામ)

| | | | | |
|---|---|---|---|---|
| | | | | |

| | | | |
|---|---|---|---|
| | | | |

૨) ની બ લા રી વે સ્ટ્રો (બે આઇસ્ક્રીમનાં નામ)

| | | |
|---|---|---|
| | | |

| | | |
|---|---|---|
| | | |

૩) રા મ રા મ જી પ્ર તા પ ઇ ચ્છા જી (સહજાનંદ સ્વામીના બે ભાઇઓ)

| | | | | | |
|---|---|---|---|---|---|
| | | | | | |

| | | | | |
|---|---|---|---|---|
| | | | | |

# Wordsearch on days of the week

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ટ | ઝ | હી | લા | ભ | મિ | ણ | ક | પુ | ય |
| હ | ગ | શ | ઘ | છા | જી | ર | વિ | વા | ર |
| શુ | ક્ષ | નિ | રુ | ગ | સ | ખે | ઈ | ઓ | ષૌ |
| કૃ | ચૂ | વા | હ | ળી | ષ | ભૂ | ઊ | ક્ષ | નં |
| વા | દો | ર | થૌ | ગુ | તૈ | પ | ગ | ય | ઉ |
| ર | શ | ક્ષે | રૂ | ઘુ | ળ | બ | ટૂ | વા | ખ |
| બ | પૈ | વા | ક | ય | ત | જ | વા | જ્ઞા | ર |
| ડ | ર | ઢ | ફી | સો | મ | વા | ર | દ | ક |
| ઠ | ગુ | ર | જ | વા | અ | ઈ | જ | હૈ | ભ |
| ઠો | ઝુ | ઘી | ર | થ | મં | ગ | ળ | વા | ર |

1a) find the days of the week from the wordsearch

1.
2.
3.
4.
5.
6.
7.

1b) write the correct Gujarati word next to the days given in English

Tuesday
Wednesday
Sunday
Saturday
Friday
Monday
Thursday

# FINAL EXAMINATION SPECIMEN PAPER
## (Time: 1 hour 30 minutes)

| | |
|---|---|
| YOUR FULL NAME: | ………………………………………………………… |
| TEACHER'S NAME: | ………………………………………………………… |
| DAY (SAT / SUN): | ………………………………………………………… |

**પ્ર.૧. કોઠા નં ૨માંથી કોઠા નં ૧ ના વિરોધી શબ્દો શોધીને આપેલી જગ્યામાં લખો**
**Find out the opposite words of column 1 from column 2 and write in given space. (5 marks)**

| Column 1 | | Column 2 |
|---|---|---|
| (૧) વહેલું | ______________ | કાચું |
| (૨) વજનદાર | ______________ | માણસ |
| (૩) પુરુષ | ______________ | મોડું |
| (૪) માલિક | ______________ | હલકું |
| (૫) પાકું | ______________ | સ્ત્રી |
| | | ભારે |
| | | નોકર |

**પ્ર. ૨. નીચે આપેલા વાકયોને અંગ્રેજી ભાષાતર કરો.**
**Translate following sentences into the English. (10 marks)**

(૧) વસંતમાં બગીચામાં ફૂલ ઉગે છે.

______________________________________________

(૨) હાથીના  દાંત લાબા અને સફેદ રંગના હોય છે

______________________________________________

(૩) હું સવારના સવા સાત વાગે જાગું છું.

______________________________________________

(૪) કૃષ્ણ ભગવાનનો જન્મ મથુરા ગામમાં થયો હતો.

______________________________________________

(૫) રામ ભગવાને રાવણને લડાઇમાં હરાવ્યો.

______________________________________________

**પ્ર. ૩. નીચે આપેલા શબ્દોને ગુજરાતીમાં લખો.**

**Translate and write following words into the Gujarati (12 marks)**

| | | | | |
|---|---|---|---|---|
| 1. Wolf | 2. Fox | 3. Squirrel | 4. Monkey | 5. Swan |
| 6. Owl | 7. Ginger | 8. Coconut | 9. Salty | 10. Spinach |
| 11. Radish | 12. Onion | 13. Cheek | 14. Thigh | 15. Neck |
| 16. Blue | 17. Purple | 18. Brown | 19. Sixty | 20. Rainbow |
| 21. Chair | 22. Spring | 23. Autumn | 24. Sweet | |

**પ્ર. ૪ નીચેના વાકયોને કૌંસમાં સુચવેલા કાળ અથવા વચનમાં ફેરવી વાકયને ફરીથી લખો.**

**Rewrite following sentences as instructed in the brackets. (10 marks)**

(ક) હું શનિવારે મંદિરની નિશાળે ગુજરાતી ભણવા જાઉં છું (ભવિષ્યકાળ)

(ખ) હું ઉનાળાની રજામાં અમેરિકા ફરવા જઇશ (ભૂતકાળ)

(ગ) તું આવતી કાલે મારા ઘરે આવજે. (ભૂતકાળ)

(ઘ) હું ગઇ કાલે નિશાળે ગયો હતો. (ભવિષ્યકાળ)

(ચ) અમે નિશાળ માં ટેનિસ (tennis) રમીએ છીએ. (ભૂતકાળ)

(છ) મારી માતા મારા માટે રમકડાં લઇ આવશે. (વર્તમાનકાળ)

(જ) બધા છોકરાઓ પ્રાર્થના બોલે છે. (એકવચન)

(ઝ) ગાયનું બચ્ચું દૂધ પીએ છે. (બહુવચન)

(ટ) મારા ઘરની દિવાલ પર ઘણાં ચિત્રો છે. (એકવચન)

(ઠ) અમારા બગીચામાં એક સફરજનનું ઝાડ ઉગે છે. (બહુવચન)

## પ્ર. ૫. નીચેના શબ્દો સુધારીને લખો
**Rewrite the following words correctly.** **(10 Marks)**

મોતો (Big) રસતો(Road) ચોપરી (Book) દેદી (Father) કચળો (Rubbish)

______________________________________________

બૌ (Much) ગણમી (Heat) પેરવું (To wear) મારસો (People) છતરી(Umbrella)

______________________________________________

હારે (With) ગનદુ (Dirty) લીમબુ (Lemon) અંગરેજી(English) ટેલેફોન(Telephone)

______________________________________________

જોયે (Want) જગયા (Place) મરવું (To meet) ધેશું(Will give) તેલીવીજન(Television)

______________________________________________

## પ્ર. ૬. નીચે આપેલા ગુજરાતી શબ્દોના સાચા અર્થ નીચે લીટી દોરો.
**Underline the correct meaning of the Gujarati words given.** **(8 marks)**

| | | | | |
|---|---|---|---|---|
| Example : | કલમ | Pen | Pencil | Pot |
| | ફળ | Apple | Fruit | Mango |
| | બતક | Duck | Swan | Fish |
| | બરફ | Water | Juice | Ice |
| | ભણ | Learn | Read | Write |
| | મગર | Shark | Snake | Crocodile |
| | મદદ | Work | Help | Argue |
| | વન | Forest | Desert | Deer |
| | વજન | Thick | Height | Weight |
| | ઉત્તર | West | South | North |
| | સરસ | Game | Nice | Rice |
| | સફરજન | Banana | Apple | Strawberry |
| | હરણ | Dog | Cat | Deer |
| | સારું | Good | With | For |
| | ઘાસ | Special | Near | Grass |
| | પંખી | Animal | Bird | Insect |
| | પૂર્વ | East | West | South |

**પ્ર ૭ નીચે આપેલા આંકડાઓને શબ્દોમાં લખો.** **(5 Marks)**

(૧) ૯૧ ____________ (૬) ૬૭ ____________
(૨) ૭૫ ____________ (૭) ૯૬ ____________
(૩) ૮૩ ____________ (૮) ૪૮ ____________
(૪) ૨૯ ____________ (૯) ૨૭ ____________
(૫) ૬૯ ____________ (૧૦) ૯૯ ____________

**પ્ર. ૮. નીચે આપેલી ખાલી જગ્યામાં કોઇ પણ છ ગુજરાતી મહિનાઓનાં નામ લખો.** **(6 marks)**

(૧) ____________ (૭) ____________
(૨) ____________ (૮) ____________
(૩) ____________ (૯) ____________
(૪) ____________ (૧૦) ____________
(૫) ____________ (૧૧) ____________
(૬) ____________ (૧૨) ____________

**પ્ર. ૯ નીચેના ફકરાનું ગુજરાતીમાં ભાષાંતર કરો.** **(8 Marks)**

Once I and my friend, Nisha went to a park. There were many people in the park. We sat in one corner of the park. Two little girls were playing with the ball with their mother. Nisha called one of the girl and asked her name. She replied, 'Asha.' I gave her some sweets and said, 'share these with your sister.' She said, 'Thank you', ran away and gave some sweets to her sister.

**પ્ર.૧૦ નીચેના શબ્દોમાંથી કોઇ પણ ૧૨ શબ્દોના બહુવચન લખો. (6 Marks)**

| | | | | | |
|---|---|---|---|---|---|
| નિશાળ | મંદિર | મામા | હાથી | છોકરી | દયા |
| બાળક | શિક્ષક | વાદરું | અનાજ | છોકરી | દરવાજો |
| સિંહ | ઓરડો | બારી | પક્ષી | દિકરી | માતા |

**પ્ર ૧૧. નીચેના કોઇ પણ એક વિષય ઉપર ૭"મારી શાળા"૦ શબ્દોનો નિબંધ લખો**
**મારું કટુંબ અથવા મારી નિશાળ (20 Marks)**

# HOMEWORK SHEET

| Date | Homework details | Parents Signature |
|---|---|---|
| તારીખ | હોમવર્કની વિગત | વાલીની સહી |

**January**

| | | |
|---|---|---|
| (w/k. 1) | | |
| | | |
| (w/k. 2) | | |
| | | |
| (w/k. 3) | | |
| | | |
| (w/k. 4) | | |
| | | |
| (w/k. 5) | | |
| | | |

**February**

| | | |
|---|---|---|
| (w/k. 1) | | |
| | | |
| (w/k. 2) | | |
| | | |
| (w/k. 3) | | |
| | | |
| (w/k. 4) | | |
| | | |
| (w/k. 5) | | |
| | | |

**March**

| | | |
|---|---|---|
| (w/k. 1) | | |
| | | |
| (w/k. 2) | | |
| | | |
| (w/k. 3) | | |
| | | |
| (w/k. 4) | | |
| | | |
| (w/k. 5) | | |
| | | |

**April**

| | | |
|---|---|---|
| (w/k. 1) | | |
| | | |
| (w/k. 2) | | |
| | | |
| (w/k. 3) | | |
| | | |
| (w/k. 4) | | |
| | | |

**May**

| | | |
|---|---|---|
| (w/k. 1) | | |
| | | |
| (w/k. 2) | | |
| | | |
| (w/k. 3) | | |
| | | |



અને સમર્થ એવા જે શ્રીકૃષ્ણ તે જેતે રાધિકાજીએ યુક્ત હોય ત્યારે રાધાકૃષ્ણ એવે નામે જાણવા અને રુક્મિણીરૂપ જે લક્ષ્મી તેમણે યુક્ત હોય ત્યારે લક્ષ્મીનારાયણ એવે નામે જાણવા. અને એ શ્રીકૃષ્ણ જેતે અર્જુને યુક્ત હોય ત્યારે નરનારાયણ એવે નામે જાણવા અને વળી તે શ્રીકૃષ્ણ જેતે બળભદ્રાદિકને યોગે કરીને તે તે નામે કહેવાય છે એમ જાણવું. અને એ જે રાધાદિક ભક્ત તે જેતે ક્યારેક તો તે શ્રીકૃષ્ણ ભગવાનને પડખે હોય છે અને ક્યારેક તો અતિ સ્નેહે કરીને શ્રીકૃષ્ણ ભગવાનના અંગને વિષે રહે છે ત્યારે તો શ્રીકૃષ્ણ ભગવાન એકલા જ હોય એમ જાણવા. એ હેતુ માટે એ શ્રીકૃષ્ણ ભગવાનનાં જે સ્વરૂપ તેમને વિશે સર્વે પ્રકારે કરીને ભેદ ન જાણવો અને ચતુર્ભુજપણું અષ્ટભુજપણું સહસભુજપણું ઇત્યાદિ જે ભેદ જણાય છે તે તો દ્વિભુજ એવા જે તે શ્રીકૃષ્ણ તેમની ઇચ્છાએ કરીને છે એમ જાણવું.

(શિક્ષાપત્રી શ્લોક ૧૦૯ – ૧૧૨)



# પ્રાર્થના
# PRAYER

વિશ્વેશ છો સકળ વિશ્વ તણા વિધાતા
Vishvesh chho sakal vishva-tanaa vidhaata,
ત્રાતા તમે સકળ મંગળ શાંતિદાતા
Traata tame sakal mangal shaanti daata,
માટે તમારું કરુણાનિધિ સત્ય નામ
Maate tamaaru karunaa nidhi satyanaama,
સાષ્ટાંગ નાથ તમને કરું હું પ્રણામ
Saashtaang nath tam-ne karu hu pranaama.

અજ્ઞાન પાશ કરુણા કરી કાપી નાખો
Agnaan paash karunaa kari kaapi nakho,
નિત્યે પ્રભુ તવ પદે મમ વૃત્તિ રાખો
Nitye prabhu tava pa-de mama vruti raakho,
ભક્તોનું પાલન કરો પ્રભુ સર્વયામ
Bhakto nu paalana karo prabhu sarva yaama,
સાષ્ટાંગ નાથ તમને કરું હું પ્રણામ
Saashtaang naath tame-ne karu hu pranaama.

ત્વમેવ માતા ચ પિતા ત્વમેવ
Tva-meva maataa cha pita tva-meva,
ત્વમેવ બંધુ શ્ચ સખા ત્વમેવ
Tva-meva bandhu cha sakhaa tva-meva,
ત્વમેવ વિદ્યા દ્રવિણં ત્વમેવ
Tva-meva vidhyaa dravi-num tva-meva,
ત્વમેવ સર્વં મમ દેવદેવ
Tva-meva sarva mama deva deva.